# પ્રકાશકનું નિવેદન

શ્રી. અબ્બાસ સાહેબના જીવન વિષેની આ પુસ્તિકા વાચકો આગળ મૂકતાં સંકોચ થાય છે. એની પાછળ જેટલી મહેનત અને સમય આપવાં જોઇએ તેટલાં નથી અપાયાં તેનું અમને દુઃખ છે. પણ અમારી માગણીનો સ્વીકાર કરીને શ્રી. કલ્યાણજીભાઇ મુંબઇથી દોડી આવ્યા અને તેમણે લગભગ એક અઠવાડિયું એમાં દટાઇ જઇને શ્રી. અબ્બાસ સાહેબના જીવન વિષેની આ માહિતી તૈયાર કરી આપી તેથી જ તે વાચકો આગળ મૂકવાનું શક્ય બન્યું છે. આને સારુ શ્રી. કલ્યાણજીભાઇનો ઔપચારિક આભાર માનવાની કંઇ જરુર નથી જણાતી. પણ એટલું અવશ્ય કહેવું જોઇએ કે જે કંઈ ત્રૂટિ આ ચોપડીમાં રહી હોય તેને સારુ તે જવાબદાર નથી, પણ આમ ઉતાવળમાં તે તૈયાર કરવાનું કામ તેમને સોંપનાર અમે જ જવાબદાર છીએ. અને છતાં શ્રી. અબ્બાસ સાહેબ અને તેમના ખાનદાનની સુવાસ એટલી મધુર અને પ્રાણપદ છે કે પ્રજા તે દરગુજર કરશે અને આ પ્રયત્નને પૂરેપૂરો આવકાર આપશે એવી અમને ખાત્રી છે.

# બાપુ

## ભજન

[ રૈહાના તૈયબજી ]

સતજુગ તો ગયો, કલજુગ આયો, સુખ ગયો, દુઃખ આયો હૈ;
ધર્મકા સૂરજ મંદ પર્યો, અબ અધર્મકા બાદર છાયો હૈ. (૧)
પૃથ્વી રોકે પુકાર ઊઠી, "ઓ પ્રભુ, અબ આવો સહાય કરો!
મેરે રક્ષક, જ્ઞાનકા પ્રાણ અવિદ્યાને છન્ન કર કરકે હરાયો હૈ! (૨)
ઈસ ઘોર અંધારે જંગલમેં, મોહે રાહ દિસે નાહીં પ્રભુજી,
પાપકે જલતે, વિષમય શ્વાસને સત્યકા દીપ બુઝાયો હૈ!" (૩)
યે કહે કર ભયભીત માનવમાતા ધરતી પર બેભાન પરી
આકાશ ફૂટયો, અરૂ શાંત, ગભીર, એક દૈવી વાણી કાન પડી. (૪)
"અહો જનની! તેરે દુઃખકી રૈન અબ બીત ગઇ, પૌ ફૂટત હૈ!
કયું ધીરજ છોરકે, શ્રદ્ધા ભૂલકે નાહક માથા ફૂટત હૈ. (૫)
તેરો નાથ યહીં હૈ, દૂર નહીં! જહાં સત હો અસત હો વહાં કૈસે ?
જરા ઊઠ અરૂ દેખ, તેરા સ્વામી તેરી લાજકી રક્ષાકો ધાયો હૈ. (૬)
કર યજ્ઞ! સમર્પણ અગ્નિમેં, કર ભસ્મ યે પાપી 'મૈં મૈં' કો;
કર પ્રેમકા સ્નાન, દે પ્રેમકા દાન! ઇસીમેં મોક્ષ સમાયો હૈ." (૭)
દેખો! જીવન ક્ષિતિજ કી નિરમલ નૈન જો રૈનાંજનસે કારીથી,
અબ રાતી દિસે! રે, કીસીને ઇસે અતિ તેજ મદિરા પિલાયો હૈ! (૮)
અહો, ભોર ભઇ! અહો, રૈન ગઇ! !બ્રહ્માંડ બન્યો હૈ મંદિર રે!
એક અતિ પ્રચંડાનંદ ધ્વનીને શાંત ગગનકો ગજાયો હૈ! (૯)
આકાશસે પ્રેમકા ભાનુ કોમળ સ્વર્ણકિરણ બરસાય રહ્યો;
પૃથ્વીકા હૃદયા, તેજ ભર્યો, "ૐ શાન્તિ શાન્તિ" ગાય રહ્યો! (૧૦)

# સો વર્ષ જીવો !

અબ્બાસ સાહેબના એંશી વર્ષ ઉજવીને ગુજરાત અને ગુજરાતી પોતાને ઉજ્જવળ કરશે. અબ્બાસ સાહેબના ઉત્સાહને, તેમના ત્યાગને, તેમની નિખાલસતાને તેમની ઉદારતાને કોણ પહોંચી શકે? તેમનો ગાઢ પરિચય મને પંજાબ માર્શલ લૉ વિષે તપાસ સમિતિનું કામ કરતી વખતે થયો હતો. એ તૈયબજી કુટુંબના છે અને મહાસભામાં ઘણાં વર્ષોથી કામ કરે છે, એટલું જાણવાથી તેમનું નામ મેં સભ્ય તરીકે સૂચવેલું. એ સૂચનાનો સ્વીકાર થયો ને અબ્બાસ સાહેબ વળતી ટપાલે લાહોર આવ્યા એમ કહેવાય. ત્યારથી અમારો સંબંધ વધતો ચાલ્યો. ચુસ્ત મુસલમાન હોવા છતાં તે ચુસ્ત હિંદુની સાથે સગા ભાઈની જેમ રહી શકે છે. સાહેબ લોકોનું જીવન ગાળતા આવ્યા છે છતાં ગમે તેવું ગામડિયા જીવન હસમુખે વદને ગાળી શકે છે. કોમળ શરીર હોવા છતાં જેલજીવન સહી શકે છે. વિચાર અને વાણીનો મેળ સાધે છે. વિચારવું કંઈ, બોલવું બીજું ને કરવું ત્રીજું એ અબ્બાસ સાહેબને વિષે મેં કદી જોયું નથી.

હું તો એમના કુટુંબી સરખો છું. એમના કુટુંબમાં મેં પ્રવેશ કર્યો છે. એમની ગૂઢ વાતો મારાથી છાની નથી હોતી. જે હું જાણતો નથી તે મારે વાંકે અથવા વખતના અભાવે. એ કુટુંબમાં મેં ક્યાંય દંભ કે ડોળ નથી ભાળ્યાં. સૌ પોતાની શક્તિ પ્રમાણે દેશયજ્ઞમાં ફાળો ભરનારાં છે.

ગુજરાત અબ્બાસ સાહેબનો એકાશીમો જન્મદિવસ પૂર્ણ ઉત્સાહથી ઉજવશે એવી મારી ઉમેદ છે.

એ ડોસો સો વર્ષ જીવો.

તા. ૧૮-૧-૩૪ મોહનદાસ ગાંધી

# અનુક્રમણિકા

# નિરાશ શાને થઈએ ?

[ શ્રી. અબ્બાસ સાહેબ પાસે એમની ૮૨ મી જયંતી નિમિત્તે પ્રજાજોગો સંદેશો માગવામાં આવ્યો ત્યારે તેમણે નીચેનો સંદેશો લખી મોકલ્યો હતો. ]

**દેશબંધુઓ,**

આપણે આપણી લડીતથી **શું શું** મેલવ્યું છે?

આપણે આપણી ખોવાયેલી મરદાનગી પાછી મેળવી છે.
આપણે આપણી રાષ્ટ્રીય અસ્મિતા પાછી ખીલવી છે.
આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા અને એમનો સહકાર મેળવ્યો છે.
આપણા હક્કોને માટે લડવાનો હક્ક આપણે જીતી લીધો છે.
આપણે દરેક વસ્તુનું હાર્દ સમજવાની દૃષ્ટિ મેળવી છે.
આપણે આપણો આત્મા પાછો મેળવ્યો છે.
ત્યારે આપણે નિરાશ શાને થઈએ ?

અને હવે પછી મેળવવાનું **શું શું** બાકી છે?

આપણે બંધુભાવના એવી તો કેળવવી છે કે અસ્પૃશ્યતા જેવી વસ્તુ હમેશને માટે અશક્ય થઈ જાય.
આપણે અંદર અંદરની એકતા ફરી સાંધવી છે.
આપણા સામાજિક જીવનમાં ફરી પવિત્રતા આણવી છે.
ડહાપણ, નિષ્ઠા અને કુશળતા આપણે હજી મેળવવાનાં રહ્યાં છે.
સહનશક્તિ અને ત્યાગશક્તિ આપણે મેળવવાનાં છે.
આપણી ખોવાયેલી આર્થિક સ્વતંત્રતા પાછી મેળવવી છે.
કેળવણીની સ્વતંત્રતા આપણે મેળવવી છે.
ત્યારે હાથ જોડીને બેસે કેમ પોસાય ?

ત્યારે આપણે **શું** કરીશું ?

આપણે રોકકળ કરવાનું છોડી દઈએ.
નકામી તકરારો છોડી દઈએ અને આખા દેશમાં એકતા અને

ભાઇચારો પૂરેપૂરો કેળવાય એ માટે પૂરતા પ્રયત્ન કરીએ.

આપણે દૃઢ નિશ્ચય કરી સામાજિક સડો અને સામાજિક અન્યાયો દૂર કરવા માટે ઝુંબેશ ઉઠાવવી જોઈએ.

હિંદુસ્થાનનું લોહી ચૂસનાર આર્થિક લૂંટ બંધ કરવા માટે આપણે વજ્રપ્રાય અડગ નિશ્ચય કરવો જોઇએ અને એ પાર પાડવા માટે કેવળ ખાદીજ વાપરીને ચરખાને દરેક ગામડાના ઘરનો હંમેશનો સાથી બનાવવો જોઇએ.

હિંદુઓ અને મુસલમાનો એક બીજાના હંમેશના હાડવેરી છે એવી ભ્રમણા આપણી વચ્ચે પેદા કરનાર ધર્માંધો અને છાપાંવાળાઓને આપણે અટકાવવા જોઇએ.

કોમ કોમ વચ્ચે પ્રેમની શૃંખલા બનવા માટે આપણો દરેકનો પ્રયત્ન હોવો જોઇએઃ

આપણે સ્વદેશીને આપણો ધર્મ બનાવવો જોઇએ.

'ઊઠ, જાગ, મુસાફિર, ભોર ભઈ
અબ રૈન કહાં, જો સોવત હૈ?'

**અબ્બાસ તૈયબજી**

# પ્રાસ્તાવિક

બાળક જેવો સ્વભાવ, નિષ્પાપ અને ઉન્નત જીવન, એંશી વર્ષની વયે પણ નવજવાનોને શરમિંદા બનાવે એવો ઉત્સાહ અને કર્તવ્યપરાયણતા, બલિદાનમાં પરિણત થયેલી ઉત્કટ દેશદાઝ, હિંદુ અને ઇસ્લામી સંસ્કૃતિનો કુમાસદાર વણાટ, અને ભારતવાસીઓમાં જેની ત્રુટી છે એવો સિપાઇગીરીનો જુસ્સો—એ બધાંનો એક જ વ્યક્તિમાં સાક્ષાત્કાર કરવો હોય તો પોતાની ભવ્ય રૂપેરી દાઢીથી કોઈ ઋષિમુનિની ઝાંખી કરાવતા અબ્બાસ સાહેબનો પરિચય કરો. દેશની જેને કંઈ પણ પડી હોય એવાં ગુજરાત કાઠિયાવાડનાં ક્યાં સ્ત્રીપુરુષોએ એમનું નામ નહિ સાંભળ્યું હોય? મહાત્માજીના યુગધર્મનો સંદેશ રાજામહારાજાઓથી માંડીને ગામડે ગામડે અને રાનીપરજનાં ઝૂંપડાઓમાં સુદ્ધાં ફેલાવવાને વર્ષોથી અવિશ્રાંત પર્યટનો કરતાં ગુજરાત કાઠિયાવાડનાં કેટકેટલાં ગામો અને ઘરો એમની પદધૂલિથી પાવન થયાં હશે તેનો હિસાબ કોણ કાઢી શકે એમ છે?

ગાંધીયુગની આ છેલ્લાં પંદર વર્ષની જાહેર જીવનની એવી કયી પ્રવૃત્તિ હશે કે જેમાં અબ્બાસ સાહેબનો સિંહભાગ નહિ હોય? પંજાબના હત્યાકાંડની તપાસમાં, અસહકારનાં આંદોલનમાં, એક કરોડનો ફાળો ઉઘરાવવામાં, સરકારી શાળાઓ અને વિદેશી કાપડ ઉપરની ચોકીમાં, ખાદીની ફેરીમાં, હિંદુમુસ્લિમ એકતાના પ્રયત્નમાં, રેલસંકટનિવારણમાં, રાનીપરજની વહારે ધાવામાં, બારડોલીના અન્યાયી મહેસૂલવધારા સામેના મોરચામાં, ધરાસણાના મીઠાના

અગર ઉપર ચડાઈ લઈ જનારી ટુકડીની આગેવાની લેવામાં, હરિજનોને હાથ આપવામાં અને છેલ્લે 'વડોદરા રાજ્ય પ્રજામંડળ'ના પ્રમુખ તરીકે એ મંડળને વેગવંત કરવામાં આરામને હરામ ગણી અબ્બાસ સાહેબે કેટકેટલા ઉજાગરા કર્યા છે, અને કેટકેટલી અથડામણો વેઠી છે એ કોનાથી અજાણ્યું છે ?

મહાત્માજીના પરમ વિશ્વાસપાત્ર મિત્ર અને છતાં તેમના આજ્ઞાધીન સિપાહી રહેવામાં આનંદ અને અભિમાન માનનાર આ બુઝર્ગ-યુવાન મહાગુજરાતીની,—જેમાં રજત, સુવર્ણ અને હિરક સર્વ જયંતીનો સમાવેશ થઇ જાય એવી—૮૦મા વર્ષની જયંતી ઊજવવાની પાક પરવર દિગારે આપણને તક આપી છે તો તેનો લાભ લઈ એ પ્રસંગે એ મહા પુરુષની જીવનસરિતામાંથી એક બે અંજલિ ભરી લઇએ. અને એમના વિષેની આપણી તૃષા છિપાવવાનો પ્રયત્ન કરીએ. જો કે તરસ્યાંની તરસ એકબે ખોબા પાણીથી છીપતી નથી પણ ઊલટી વધે છે; છતાં આગળ અનુકૂળ ઓવારે તૃપ્તિ થાય એટલું નિર્મળ પાણી મળવાનું છે એમ જાણવા છતાં વચમાં નજીકમાં મળી જતા વહેળિયામાંથી એકબે ખોબા નહિ ભરી લેનારા ઓછા જ નીકળશે. વાંચનારને આ અંજલિથી તૃપ્તિ થશે નહિ એ હું જાણું છું, છતાં સિપાઈગીરીનો દાવો કરનારથી કાકા સાહેબ જેવા વડીલના હુકમની નાફરમાની થઈ શકતી નથી એટલે નજદીકના ભવિષ્યમાં જ તૃપ્તિ થાય એટલું નિર્મળ જળ સુયોગ્ય પાત્રદ્વારા ગુજરાતની જનતાને મળી રહેવાનું છે એવી આશા આપી આ અધૂરા અને અનેક ત્રુટીથી ભરેલા પ્રયત્ન માટે માફી ચાહીશ.

# તૈયબજી ખાનદાન

અબ્બાસ સાહેબના વડવાઓનું અસલ વતન અરબસ્તાન. ત્યાંથી તેઓ મુગલ સલ્તનતના આરંભકાળમાં હિંદુસ્તાન આવેલા. અબ્બાસ સાહેબના વડદાદા ભાઈ મિયાં ખંભાતમાં એક નાના ઘરમાં રહેતા હતા. એમને બે દિકરા હતા. એક, જેમના નામ ઉપરથી 'તૈયબજી' કુટુંબની પ્રસિદ્ધિ થઈ તે તૈયબઅલી અને બીજા ફેઝ હૈદર. તૈયબઅલીનો જન્મ ઈ. સ. ૧૮૦૩ માં થયો હતો.

ભાઈ મિયાં ખંભાત છોડી મુંબઈ આવ્યા અને પરચૂરણ સામાનની દલાલી કરવા લાગ્યા. એ કામ કરતાં એમને પારસીઓ જોડે ઘણો સંબંધ થયો અને તે પૈકી ત્રણ ચાર મિત્રોએ મળીને એમને પરચૂરણ માલની એક દુકાન કરાવી આપેલી. તે વખતે દુકાન કરવા સારુ પોતાની નાતના આગેવાનની રજા લેવી પડતી હતી. ભાઈ મિયાં તો સુલેમાની વહોરા હતા. તેમના વડા મુલ્લાં અરબસ્તાનમાં રહે, એટલે એમને એમની પરવાનગી લેવાની ન હતી; છતાં દાઉદી વહોરાઓ તરફથી તેમને ઠીક ઠીક સતાવવામાં આવ્યા હતા. એટલે સુધી કે, તેમને ગવર્નર સુધી દાદ માગવા જવું પડેલું.

પછી ભાઈ મિયાંએ પોતાના દીકરા તૈયબઅલીને ખંભાતથી મુંબઈ બોલાવી લીધા. તૈયબઅલી અને તેમનાં માતુશ્રી કુરબતબી ખંભાતમાં કુરાનની નકલો કરી તે વેચીને ગુજારો કરતાં હતાં.

જતા. એ કામ કરતાં કરતાં તેઓ થોડું થોડું અંગ્રેજી બોલતાં શીખી ગયા. એ પછી થોડાઘણા પૈસા ભેગા થતાં મિલીનરી (સીવેલાં તૈયાર કપડાં) ના એક મોટા પારસી વેપારીની મદદથી એમણે કોટમાં મિલીનરીની દુકાન કાઢી, અને મોટા દીકરા સુજાઉદ્દીન અને શમસુદ્દીન (અબ્બાસ સાહેબના પિતા) ને એ ધંધે વળગાડી દીધા. તેઓ અંગ્રેજી ત્રણચાર ચોપડી ભણ્યા હતા. એ દુકાન સારી ચાલી અને તેઓ માલદાર બન્યા.

તૈયબજી કુટુંબની ઉન્નતિ તૈયબઅલીનાં સાહસ, સ્વમાનની લાગણી, કુટુંબપ્રેમ અને સમયસૂચકતાને લીધે જ થઈ અને તેથી એ કુટુંબને તૈયબજી નામ મળ્યું તે યોગ્ય જ છે. તૈયબઅલી નામ ઉપરથી પારસી તથા હિન્દુ મિત્રોએ 'તૈયબજી' કરી નાંખ્યું અને એ નામ આખા કુટુંબને મળી ગયું.

એક વખત તૈયબઅલીની દુકાન જે મકાનમાં હતી તેના માલિક પારસી મિત્રને ૨૫ હજાર રૂપિયાની જરૂર પડી. એટલે તેમણે પેલા મોટા મિલીનરીના પારસી વેપારી શેઠને પોતાની દુકાન ખરીદી લઈ ૨૫ હજાર આપવા માગણી કરેલી. તેમણે ૨૦ હજાર આપવા કહ્યું; પણ એને તો ૨૫ હજારમાં એક રૂપિયો પણ ઓછો મળે તો ચાલે તેમ ન હતું. એટલે શેઠે પોતાના ગુમાસ્તા સાથે એને કહેવડાવી દીધું કે તો તો એ વાત એટલેથી જ રહી. આ વાત પેલાએ તૈયબઅલીને કરતાં તેમણે પૂછ્યું, 'શેઠ સાથે છેવટની વાત થઈ ગઈ કે હજી સંદેશા ચાલવાનો સંભવ છે?' જવાબ મળ્યો, 'તેમણે તો ના જ પાડી દીધી છે અને તેમની સાથે એ સંબંધમાં વાટાઘાટ કરવાની રહી નથી.' આ સાંભળી તૈયબઅલીએ કહ્યું, 'ચાલો ત્યારે હું ૨૫ જાર આપું છું.' એમ કહી તેમણે રૂપિયા આપી દસ્તાવેજ ;ાવી લીધો.

આ વાતની પારસી શેઠિયાને ખબર પડી ત્યારે તેણે પોતાના ગુમાસ્તા જોડે સંદેશો મોકલ્યો કે, 'તમે મારી ઉપર પડ્યા અને

દુકાન લીધી એટલે હવે આપણો વહેવાર બંધ. મારી પાસેથી એક ઈંચ કપડું પણ હવે પછી તમે મેળવવાની આશા રાખશો નહિ. પંદર દિવસમાં મારું વહાણ વિલાયતથી આવે છે ને તમે આખી મોસમ માલ વગર રહેશો.' એ શેઠ વિલાયતથી વહાણે માલ મંગાવતા અને ત્યારે વરસમાં બે ત્રણ જ વહાણ આવી શકતાં. અને એમની પાસેથી તૈયબઅલી અને બીજાઓ માલ લઈને વેચતા. તૈયબઅલીએ કહેવડાવ્યું કે, 'આપની ભૂલ થાય છે. દુકાનના માલિકે જ્યારે ખાતરી આપી કે આ સંબંધમાં આપની સાથેની વાત બંધ પડી ગઈ છે ત્યારે જ મેં એ દુકાન રાખી છે. મારી દુકાન અહીં જામેલી છે એટલે કોઈ બીજાના હાથમાં એ મકાન જાય તો મને નુકસાન થાય; એથી થોડા વધારે આપીને પણ મેં રાખી છે. આપની ઉપર પડવાનો સવાલ જ નથી.' પણ શેઠ માન્યા નહિ.

તૈયબઅલીએ ઘેર આવી પોતાના એક ભરોસાના માણસને કહ્યું કે, 'તું હમણાને હમણા પાલવા બંદર પર જા. અને દીવાદાંડી પરથી અમુક વહાણ બંદરમાં આવવાની ખબર મળે કે તરત તું મારી પાસે હું જ્યાં હોઉં ત્યાં આવજે. રાત દિવસ કશું જોતો નહિ.' એ માણસે આઠેક દિવસ બંદર ઉપર ખબર રાખી અને પછી એક દિવસ રાત્રે બારેક વાગ્યે આવીને ખબર આપી કે વહાણ આવે છે. તૈયબઅલી કપડાં પહેરી બંદર પર ગયા અને બંદર–બોટ લઈ દીવાદાંડી તરફ જવા ઊપડ્યા.

થોડાએક માઇલ ગયા અને જ્યારે વહાણ પાસે પહોંચી ગયા ત્યારે આ પાયલટ–બોટ આવી હશે એમ સમજી વહાણવાળાએ તરત નીસરણી નાખી. તૈયબઅલી તરત જ ઉપર ચડી ગયા. એમને જોતાં જ કમાન ચોંક્યો અને પૂછ્યું, 'તમે કોણ છો?' તૈયબઅલીએ કહ્યું, 'હું કોણ છું તે વિષે આપ ફિકર કરશો નહિ. ચાલો કેબિનમાં, ત્યાં આપણે વાત કરીએ.' કમાન વિસ્મય પામીને તેમને નીચે લઈ ગયો. ત્યાં એક ટેબલ પાસે બન્ને ખુરશી નાખી બેઠા. તૈયબઅલી

પૂછ્યું, 'આ વહાણમાં કેટલી કિંમતનો માલ છે? એનો સોદો થઈ ગયો છે?' જવાબ મળ્યો, 'એ કે ત્રણ લાખનો હશે. એનો સોદો થયો નથી. એ તો વહાણ જ્યારે મુંબઈ પહોંચશે ત્યારે ફલાણા શેઠને મુનિમ આવશે અને હંમેશ મુજબ સોદો કરી તેમને માલ આપી દઈશું.' આ પછી રૂપિયા કેટલા દિવસમાં ચૂકવાય, વ્યાજનું શું, વહાણ ખાલી કેટલા દિવસમાં થાય, વગેરે હકીકત એમણે પૂછી લીધી, અને કપ્તાનને કહ્યું, 'આટલું વળતર આપું અને બીજું બધું ખર્ચ છોડી દઉં, માલની કિંમતના ચોખ્ખા આટલા રૂપિયા. એ રકમ ત્રણ દિવસમાં ભરવી અને તે પછી બે દિવસમાં માલ ખાલી કરવો, એટલે છઠ્ઠે જ દિવસે તમે વહાણમાં બીજો માલ ભરી શકશો. બોલો સોદો કરવો છે?' કપ્તાનને આ માગણીમાં દેખીતો પુષ્કળ લાભ માલૂમ પડ્યો અને બધા માલનો તેણે સોદો કર્યો. એ બાબતનું લખાણ કરાવી લઈ તૈયબઅલી પાછા ફર્યા. બીજે દિવસે વહાણ બંદર પર આવ્યું ત્યારે પેલા પારસી શેઠનો ગુમાસ્તો તપાસ કરવા આવ્યો; પણ માલનો સોદો તૈયબઅલીએ કરી લીધાનું જાણી પહોંચ્યા કરડી પાછો ફર્યો, અને પોતાના શેઠને બધી વાત કહી. એટલામાં જ તૈયબઅલીનો શેઠને કાગળ મળ્યો કે, 'આપ મારા ઉપર વિના કારણે ગુસ્સે થયા હતા. એમાં આપની ગેરસમજ જ હતી. આ વહાણના માલમાંથી પણ હંમેશ પ્રમાણે મારો હિસ્સો રાખી બાકીનો માલ લીધા ભાવે જ આપને આપવા હું ખુશી છું.' પણ શેઠનો પારો ઊંચે ચઢી ગયો હતો. તેમણે આ વાત સ્વીકારી નહિ. તેમને લાગ્યું

નથી. એટલે લીધે ભાવે માલ રાખવા તમે તૈયાર હો તો આપણે વહેંચી લઈએ. જો તમે ના પાડશો તો ત્રણ મહિનામાં બીજું વહાણ આવવાનું નથી, એટલે નવી મોસમમાં તમે માલ વગર રહેશો ને નુકસાનમાં ઊતરશો. વેપારીઓ સંમત થયા. બધા માલનો તરત જ નિકાલ થઈ ગયો અને શરત પ્રમાણે કપ્તાનને નાણાં ચૂકવી દીધાં. ત્યારથી તૈયબજીનું કામ ધમધોકાર ચાલવા માંડ્યું. અને નાનપણમાં અબ્બાસ સાહેબ જ્યારે દાદા સાથે ઓફિસમાં જતા થયેલા ત્યારે તો તેઓ રૂના મોટા વેપારી બની ચૂક્યા હતા.

અત્યાર સુધી તેઓ કોટમાં મોદીખાનામાં રહેતા હતા; પણ પાછળથી ખેતવાડીમાંની ૩–૪ ઘરો સાથેની એક વાડી એમણે દશ હજાર રૂપિયે હરાજીમાં રાખી, અને પછી એ મકાનો દુરસ્ત કરાવી આખું કુટુંબ તેમાં રહેવા માંડ્યું. અબ્બાસ સાહેબનું બચપણ આ મકાનમાં જ ગયેલું.

સન ૧૮૫૦–૬૦ની વચ્ચે તૈયબજીએ પોતાના દીકરા કમરુદ્દીનને વિલાયત વકીલ થવા મોકલ્યા. ’૫૭ના બળવા સમયે તેઓ વિલાયતમાં શું શું બને છે અને ત્યાંના લોકો એ વિષે કેવા વિચારો કરે છે તેની ખબર પોતાના પિતાને પત્રદ્વારા આપતા રહેતા. એવો એક કાગળ તૈયબજી શેઠે તે વખતના ગવર્નરને વંચાવેલો. એમાં તેમને ખૂબ રસ પડ્યો, અને કમરૂદ્દીનના બધા કાગળો વંચાવતા રહેવા કહ્યું. આ પ્રમાણે એ બન્ને વચ્ચે સ્નેહસંબંધ બંધાયો.

’૫૭નો બળવો ચાલતો હતો અને કાનપુરમાં નાનાસાહેબે અંગ્રેજોની કતલ કરાવી તેની ૬ મહિના અગાઉ તૈયબજીને ખબર પડી કે, એમના એક નજીકના સગા મુલ્લાં શેખ મન્સુરને અમદાવાદમાં બળવાખોર તરીકે પકડી તુરંગમાં નાખવામાં આવ્યા છે અને તેનો જાન બચે એમ નથી. તે વખતે અમદાવાદમાં ઘણા લોકોને બળવાખોર તરીકે લશ્કરી કાયદા હેઠળ ફાંસી દેવાના કે સાબરમતી કિનારે ગોળીથી ઠાર કર્યાના સમાચાર આવતા રહેતા. આથી તૈયબજી ઘણા

ગભરાયા અને સર જમશેદજી જીજીભાઈ જેમની સાથે એમને ઘણો સારો સંબંધ હતો તેમની સલાહ પૂછવા ગયા. એમને જોતાં જ સર જમશેદજી બોલી ઊઠ્યા, "તૈયબજી, તમે આ શું કર્યું? આવે વખતે મારે ત્યાં આમ ખુલ્લી રીતે કંઈ અવાય? હવે પછી કામ પડે તો પાછલે દરવાજેથી આવજો." બળવામાં ઘણા મુસલમાનો પણ ભળ્યા હતા એટલે આજકાલ તેમના ઉપર શક રાખવામાં આવતો તેથી સર જમશેદજીએ આવી સૂચના કરી હતી. આ સાંભળી તૈયબજીને ઘણી દિલગીરી થઈ, અને તેમણે અમદાવાદમાં પોતાના સગા ઉપર આવી પડેલી કહી સંભળાવી. સર જમશેદજીએ એ સંબંધમાં કંઈ પણ કરી શકવાની પોતાની અશક્તિ જાહેર કરી અને સલાહ આપી કે હમણા કોઈની સલામતી નથી એટલે તમે પણ એ વાત પડતી મૂકો. એના કિસ્મતમાં હશે તે થશે. ચૂપ રહેવું જ સલામત છે.

આ સાંભળી તૈયબજીને ઘણો ઉદ્વેગ થયો અને ત્યાંથી ઊઠીને સીધા ગવર્નર પાસે ગયા. તેમને કહ્યું, "હું આપને છેલ્લી સલામ કરવા આવ્યો છું; કારણકે હું તથા મારા કુટુંબીઓ અરબસ્તાન જઈએ છીએ." ગવર્નરે નવાઈ પામી પૂછ્યું, "કેમ એકદમ આવો વિચાર કર્યો? આ વખતે તો તમારે અહીં રહી અમને મદદ કરવી જોઇએ. તેને ઠેકાણે તમારા જેવા જતા રહે તો તેની અસર માઠી થાય. તમારે આટલું બધું શા માટે કરવું પડે છે?" તૈયબજીએ કહ્યું, "અમે મુસલમાન છીએ એટલે સરકારની નજરમાં અમે શકદાર ઠર્યા. અહીં રહેવામાં અમારી સલામતી નથી." ગવર્નરે પૂછ્યું, 'પણ બન્યું છે શું' ત્યારે એમણે અમદાવાદનો બનાવ કહી સંભળાવ્યો અને કહ્યું કે એ માણસને હું સારી પેઠે ઓળખું છું. કોઈ પણ જાતના ટંટાફિસાદમાં એનો હાથ હોય જ નહિ. જો આવા નિર્દોષને પકડવામાં આવે તો પછી કોની સલામતી? એ પછી એમણે ગવર્નર સાહેબને આ માણસના સંબંધમાં મદદ કરવા વિનંતિ કરી.

જવાબ મળ્યો કે અમદાવાદમાં તો હમણાં લશ્કરી કાયદો છે, અને એ લશ્કરી અમલદારો ઉપર આવા કામમાં મારી સત્તા નથી. છેવટે તૈયબજી શેઠના આગ્રહથી ગવર્નરે વડોદરાના મુખ્ય અંગ્રેજ અધિકારી — ઘણું કરીને કર્નલ હોગ — ઉપર ભલામણ પત્ર લખી આપ્યો. તે લઈ તૈયબજી પોતાના ત્રીજા દીકરા નજમુદ્દીન સાથે વડોદરે ગયા અને ત્યાંથી લશ્કરી અદાલતના વડા ઉપરનો પત્ર લઈ અમદાવાદ આવ્યા. એજ અરસામાં અહીંના નગરશેઠના છોકરાને પકડીને તુરંગમાં પૂરેલો તેથી આખા શહેરમાં હાહાકાર થઈ રહ્યો હતો. તૈયબજી જ્યારે કોર્ટમાર્શલના વડાને મળવા ગયા ત્યારે પોતાના છોકરા માટે સિફારસ કરવા નગરશેઠને પણ ત્યાં આવેલા જોયા. પ્રથમ નગરશેઠને અંદર બોલાવવામાં આવ્યા. ચોપદારે અંદર જતાં પહેલાં તેમના જોડા ઉતરાવ્યા. પાંચ મિનિટ પછી તેઓ રડતે મોઢે બહાર આવ્યા; ને તૈયબજીનો વારો આવ્યો. તેમને પણ જોડા કાઢવાનું ચોપદારે કહેતાં તેઓ બોલ્યા, જરા અંદર જઈને સાહેબને ખબર તો આપો. જેવો ચોપદાર અંદર ગયો કે તેમની પાછળ જ તૈયબઅલી પણ જોડા સાથે દાખલ થઈ ગયા અને કર્નલ હોગનો કાગળ આપ્યો, એટલે એમને બેસાડવામાં આવ્યા. પરંતુ કાગળ વાંચીને સાહેબે કહ્યું કે આમાં મારાથી કંઈ થઈ શકે એમ નથી. બળવાખોરોનો મને પૂરો અનુભવ છે, અને હું તો માણસનો ચહેરો જોઈને કહી શકું કે આ બળવાખોર છે કે નહિ. અને જેને માટે તમે કાગળ લાવ્યા છો તેના બળવાખોર હોવા વિષે મને પાકી ખાતરી છે.



તૈયબજીએ પૂછ્યું, આપની પાસે એ વિષેનો કાંઈ પુરાવો છે ખરો ? જવાબ મળ્યો, હા. એણે દખ્ખણ હૈદ્રાબાદના મૌલવીઓ ઉપર ઉર્દૂમાં એક કાગળ લખેલો છે. અમારી પાસે હિંદુસ્તાનથી આવેલા વાંચનારાઓ છે પણ તેઓ એનો અર્થ સમજી શકતા નથી, એવો એ સાંકેતિક ભાષામાં લખાયલો છે. જો એ બળવાખોર ન

હોય તો બળવાખોર મૌલવીઓ ઉપર આવી જાતનો કાગળ શા માટે લખે? એ કાગળ પોતાને જોવા દેવાની વિનંતિ કરતાં તેમને અમુક દિવસે આવવાનું ફરમાવ્યું. મુકરર દિવસે તેઓ ગયા. તેમને કાગળ આપવામાં આવ્યો. તેઓ વાંચતાં જ હસી પડ્યા અને કહ્યું, અમે ગુજરાતી છીએ અને અમારામાંના કેટલાક લોકો ગુજરાતી ભાષાને ઉર્દૂ લિપિમાં લખે છે એટલે હિંદુસ્તાનથી આવેલા મુનશી ક્યાંથી સમજી શકે? કાગળ પૂરો વાંચી લઈ એમણે કહ્યું આમાં તો એવું કશું નથી કે જે માટે એ માણસને સજા થાય. આ ઉપરથી મુનશીને બોલાવવામાં આવ્યો. તૈયબજીએ કહ્યું, આ ઉર્દૂ લિપિમાં લખાયલો ગુજરાતી કાગળ છે, તે હું વાચું છું અને ખરું વાંચું છું કે નહિ તે મુનશી સાહેબ જોતા રહે. કાગળ જરા લાંબો હતો પણ તેમાં પોતાની જમાતની હકીકત લખેલી હતી. તૈયબજી વાંચતા ગયા તે મુનશી હા ભણતા ગયા. અંતના ભાગમાં એમણે ઝડપ વધારી અને વાંચ્યું કે આ લોકો નાહકનું દુઃખ આપે છે, રાણી સાહેબના રાજ્યમાં ઘણું સુખ છે, અને ખુદા અમારી ઉપર તેને કાયમ રાખે. મુનશીએ આ બધામાં હા ભણી। પણ સાહેબ કહે, ભલે કાગળમાં ન હોય, પણ હું ચહેરા ઉપરથી બળવાખોરને ઓળખું છું; ચાલો અમુક દિવસે એને જોવા જઈશું. મુકરર દિવસે તૈયબજી ગયા પણ તે દિવસે નાનાએ કાનપુરમાં અંગ્રેજોની કતલ કર્યાના સમાચાર આવ્યા હતા એટલે સાહેબ ખૂબ ઉશ્કેરાયેલી હાલતમાં હોવાથી પાછા ફર્યા. થોડા દિવસ પછી તેઓ પાછા ગયા. તે દિવસે તેઓ જેલમાં ગયા. અને હાડપિંજર જેવા શેખ મન્સુરને બહાર લાવવામાં આવ્યો. તેની દાઢી અને વાળ વધી ગયાં હતાં, નખ મોટા થઈ ગયા હતા, મોઢા ઉપર મેલના થર જામ્યા હતા, અને કપડાં ચીંથરેહાલ થઈ ગયાં હતાં. તેને જોતાં જ સાહેબ બોલ્યા, જુઓ આ કંઈ ભલો માણસ હોય? આ તો બળવાખોર જ છે. તૈયબજીની આંખમાંથી તેની હાલત જોઈ આંસુ ટપકવા લાગ્યાં. તે બોલ્યા, 'સાહેબ, આપને પણ ૬ મહિના સુધી આવી દશામાં રાખવામાં

આવે અને આજે ફલાણાને ફાંસી દીધી, ફલાણાને ગોળી મારવામાં આવી ને કાલે તમારો વારો છે એવા સમાચાર મળતા રહે ને ખોરાકપાણીની પણ તંગાશ હોય તો આપની પણ આવી જ હાલત થઈ જાય. આ શબ્દોથી સાહેબને અસર થઈ અને તેને છોડી મૂકવાનો હુકમ કર્યો. એમને શહેરમાં ગાડીમાં બેસાડી ફેરવ્યા, ને સહુએ મુબારકબાદી આપી. પણ નગરશેઠના છોકરાને એ જ અરસામાં ફાંસી દેવાઈ!

તૈયબઅલીનું લગ્ન એમની ન્યાતના વડોદરાના એક માલદાર ગૃહસ્થની દીકરી અમીનાબીબી જોડે થયેલું. તેનાથી એમને નીચે પ્રમાણેના ૬ દીકરા અને ૪ દીકરીઓ થયેલાં: દીકરા:—૧ સુજાઉદ્દીન ૨. શમ્સુદ્દીન. ૩. કમરુદ્દીન. ૪. નજમુદ્દીન. ૫. બદ્રુદ્દીન, ૬. અમીરુદ્દીન દીકરીઓ:—૧. જૈનબબી, ૨. સખીનાબી, ૩. કુલસુમબી ૪. નઝરતુન્નઇમ. એ પૈકી શમ્સુદ્દીનને બે સંતાન: અબ્બાસ સાહેબ અને તેમનાં બહેન ઝીન્નતુન્નિસા.

અબ્બાસ સાહેબનો જન્મ ૧૮૫૪ ની ૧ લી ફેબ્રુઆરીએ ખંભાતમાં થયેલો. એ પછી ચારેક વર્ષે એમની બહેનનો જન્મ થયો પણ ત્યારથી એમનાં માતુશ્રીની તબીયત બગડી એટલે તેમને મુંબઈ લઈ જવામાં આવ્યાં. અબ્બાસ સાહેબ પણ એમની સાથે જ આવ્યા. એમના દાદાને ઘોડાનો બહુ શોખ હતો. તેમના તબેલામાં ૬–૭ ઘોડા રહેતા. એમના પિતાજી અને કાકાને પણ ઘોડે બેસવાનો સારો શોખ હતો અને તેમણે છેક નાનપણથી જ અબ્બાસ સાહેબમાં પણ એ શોખ કેળવ્યો હતો.

અબ્બાસ સાહેબ બધા દીકરાઓના દીકરામાં સૌથી મોટા હતા એટલે તેમના ઉપર દાદાનો વિશેષ પ્રેમ હતો અને તેથી કેટલાક ઝઘડાઓ પણ વધતા ખરા. એમની પાંચ વર્ષની ઉમ્મરે એમનાં માતુશ્રી ક્ષયની બિમારીથી અવસાન પામ્યાં અને એમણે બચપણથી જ માતાની વહાલસોઈ ગોદની હૂંફ ગુમાવી. એટલે એમનું કોઈ

ચોકસ સ્થાન રહ્યું નહિ. ખેતવાડીમાં તૈયબજી કુટુંબનાં ચાર પાંચ ઘર થયાં હતાં તે બધાંમાં એઓ સવારમાં ફરી વળતા અને દરેક ઠેકાણે સારી પેઠે નાસ્તા ઉપર હાથ મારી આવતા. બચપણમાં એઓ બહુ માંદલા રહેતા. વારંવાર તાવ આવે, લોહીની ગાંઠો જામી જાય અને સંધિવા ઘણો ત્રાસ આપે. પરિણામે માથું મોટું અને શરીર દૂબળું પાતળું અને કાઠું નીચું રહી ગયેલું. હકીમ પાસે દવા માટે જાય તો ગાંઠો ઉપર મોટે ભાગે જળો વળગાવી આપતા! માતાની ગેરહાજરીમાં તેમનું સ્થાન મોટાં મા અમીનાબી તથા એમનાં મોટાં કાકીએ લીધેલું.

## કેળવણી

તૈયબજી દાદા ચુસ્ત મુસલમાન હતા. અને એમને પોતાના દીનનું ખૂબ અભિમાન હતું. એમના દીકરા કમરુદ્દીન જ્યારે વિલાયત ભણવા ગયેલા ત્યારે અહીં વિરોધીઓએ વાત ઉડાડેલી કે એ તો ત્યાં ખ્રિસ્તી થઈ ગયા છે. આથી તૈયબજી શેઠને ખૂબ દુઃખ થયું અને આ વાતની ખાતરી કરવા તેઓ હજને બહાને ઠેઠ વિલાયત પહોંચી ગયા. ત્યાં જઈને પોતાના દીકરાને પહેલો જ સવાલ એ કર્યો કે બેટા, મુંબઈમાં કહેવાય છે કે તું તો ખ્રિસ્તી થઈ ગયો છે. કમરુદ્દીને એ વાતનો તરત જ ભારપૂર્વક ઇન્કાર કર્યો અને કહ્યું કે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા જેટલો હું ગાંડો થઈ ગયો નથી. આ જવાબ સાંભળીને એમને ટાઢક વળી. આવા ધર્માભિમાની દાદાના ઘરમાં બાળકોને પહેલું શિક્ષણ તો ધર્મનું જ અપાયને? અબ્બાસ સાહેબનાં બચપણના શિક્ષણનાં કેટલાંક રસિક સંસ્મરણો નોંધવા જેવાં છે:

“અમને કુરાન, ઉર્દૂ અને ફારસી ઘર આગળ ભણાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. કુરાન પઢાવવા જે ખાસ ઉસ્તાદ

રાખેલા તેમને તેમના શરીરના રંગ ઉપરથી બધા 'કાલા ઉસ્તાદ' કહેતા. રંગના પ્રમાણમાં એમનું દિલ પણ ઘણું કઠણ હતું. તેઓ તબેલામાંથી ચામડાના પટા લઈ આવતા અને વાંકે કે વગર વાંકે અમને ફટકાવી કાઢતા. બપોરે એ નિરાંતે સૂઈ જતા પણ ઊઠતાંની સાથે અમારી ખબર લઈ નાખતા. કારણમાં કહેતા કે જ્યારે હું સૂઈ ગયો હતો ત્યારે તમે બધાંએ વાતો તો કરી જ હશે ને ?

× × ×

"સાંજે ત્રણેક વાગ્યે અમે જે ઓરડામાં બેસતા તેની પાસેના દિવાનખાનામાં ઘણા આયના હતા. ચકલાંઓ આવીને તે પર ચાંચ મારતાં. કાળા ઉસ્તાદ અમને કહેતા, ચાલો છોકરાઓ, ચકલાં પકડીએ. જો પકડી આપશો તો આજે જલદી છુટ્ટી આપી દઈશ. છુટ્ટીની લાલચ મળતાં જ અમે બધાં છોકરા છોકરીઓ ઓરડામાં ઘૂસીને ટપાટપ બારીઓ બંધ કરી દેતાં. ઉસ્તાદ બેગાટેલ રમવાની લાંબી લાકડી લઈને આવતા અને બિચારી ચકલીનો પીછો પકડતા. શિકાર હાથમાં આવતાં જ તેઓ રસોડામાં પહોંચી જતા અને તેને ભૂંજી લાવીને અમારા દેખતાં જ ખાઈ જતા! એ પછી સાડાત્રણ ચારે નિશાળ બંધ થઈ જતી!

× × ×

"એ જ પ્રમાણે અમારી નિશાળના ઓરડા સામે જામફળનાં ઝાડ હતાં. પાકું જામફળ જોતાં જ કાળા ઉસ્તાદના મોંમાં પાણી આવતું. એ ફળ પાતળામાં પાતળી ડાળી ઉપર હોય તો પણ તે કહેતા કે જુઓ, પેલું જમરૂખ તોડી લાવો તો છુટ્ટી આપું. હું ઝાડ પર ચડનારો જબરો હતો અને મારું વજન પણ ઓછું હતું એટલે જામફળ તોડી લાવવાનું મોટે ભાગે મારે ભાગ આવતું. જોખમભરી જગ્યાએ જઈ પોતાને હાથે તોડેલાં પાકાં ફળમાંથી હિસ્સો મેળવવાનું કોને મન ન થાય? પણ કાળા ઉસ્તાદનું કાળજું એવું કૂણું ક્યાં હતું કે બાળકોને તેમાંથી હિસ્સો મળે?"

અલબત વચન પ્રમાણે વહેલી રજા મળતી ખરી. અને આવા ઉસ્તાદના પંજામાંથી વહેલાં છૂટવામાં બાળકોને જાસફળના કરતાં કંઈ ઓછો રસ પડતો હશે ?

× × ×

"અમારા ફારસી, ઉર્દૂના બીજા ઉસ્તાદ હકીમ અબ્દુલ રહીમ હતા. સવારે પાંચ વાગ્યેથી ઊઠીને તેમની પાસે ભણવા બેસવું પડતું. છોકરા છોકરી મળીને અમે ૮–૧૦ ભણનાર હતાં. એ ઉસ્તાદ ભલા હતા. તે બિચારા અમને મારપીટ કરતા નહિ. પણ તેમની પાસેથીયે અમે કંઈ ભણી ગયાં હોઈએ એવું યાદ નથી."

× × ×

આગળ ઉપર અભ્યાસ સાહેબને નિશાળે મૂકવામાં આવ્યા ત્યારે પણ સવારનો આ ક્રમ તો ચાલુ જ હતો. "૧૦ વાગે એટલે નિશાળે જવાની તૈયારી થવા માંડતી. પણ તે વખતે જમવાનું તૈયાર હોય જ નહિ એટલે રસોડામાં જઈને તોફાન કરતા અને જે હાથમાં આવે તે ખાઈને નિશાળે ચાલતા થતા. ત્યાં થોડું ઘણું ભણીને સાંજે ઘેર આવીએ કે અડધા કલાકમાં પાછો ખાનગી માસ્તર હાજર જ હોય. તે ડિક્ટેશન વગેરે આપે અને કહે કે ભૂલ નહિ પડશે તો વહેલા છોડીશ. પણ કમનસીબે મારી એક બે ભૂલતો હોય જ હોય. એટલે મારા બે ભાઈઓ મારા પર ખૂબ ગુસ્સે થતા. પાછળથી હું વિલાયત જઈ આવ્યો તો પણ આ જોડણી તો હજીયે કાચી જ રહી છે.

"હું ને મારી ફોઈના દીકરા પાદરી વિલ્સનની નિશાળમાં અંગ્રેજી ભણેલા. અમારા કુટુંબની છોકરીઓ ત્યારે અંગ્રેજી નિશાળમાં નહોતી જતી, તોપણ કેટલીક પોતાની મેળે ઘર આગળ અંગ્રેજી ભણવાનું શરૂ કરી દીધેલું. અને એમાં તેમને ઉત્તેજન આપનાર કમરુદ્દીન કાકા હતા. સુજાઉદ્દીન કાકાની દીકરી અમીરુન્નિસાએ આમાં પહેલ કરેલી."

વિશેષ કારણસર અબ્બાસ સાહેબે મહારાજા સાહેબને હિંદુસ્તાન પાછા ફરવાની વિનતિ કરી અને તે માટેનો બંદોબસ્ત કરવાની આજ્ઞા માગી. તે ઉપરથી વિએના અને વેનિસ ગયા પછી બ્રિન્ડીસીથી અમુક તારીખની આગબોટમાં સગવડ કરવાનો તેમનો હુકમ મળ્યો.

બ્રિન્ડીસીથી મહારાજા હિંદુસ્તાન માટે રવાના થયા પણ અબ્બાસ સાહેબને યુરોપનાં બે કામ સોંપતા ગયા. એક પેરીસના વસવાટ દરમિયાન ત્યાંની કોર્ટે મહારાજા સાહેબ વિરૂદ્ધ ૩૦ હજાર ફ્રેંકનું હુકમનામું કરેલું તે રદ કરાવવાનું અને બીજું વિલાયત જઈ એડમિરલ સ્લેડ (મીરાંબહેનના પિતા) ને મળી એક 'યાટ'ની ખરીદી કરવાનું.

બ્રિન્ડિસીથી સાહેબ જીનીવા ગયા અને મહારાજાના એજંટ મિ. ફીઆંને લઈ પેરીસ આવ્યા. જે ઘરમાં ત્યાં મહારાજા સાહેબ રહેલા તેના માલિક કાઉન્ટ ડયુ રાંટીએ એમના વસવાટ દરમિયાન મકાનને થયેલા નુકસાન બદલ દાવો કરી ૩૦ હજાર ફ્રેંકનું હુકમનામું મેળવેલું. અબ્બાસ સાહેબને નુકસાનની તપાસ કરતાં જણાયું કે દશેક હજાર ફ્રેંક આપવામાં આવે તો ઘરના માલિકને પૂરો અવેજ મળી ગયેલો ગણાય. આથી તેઓ મિ. ફીઆં સાથે તેને મળ્યા. આ માણસ અને એની પત્ની સેન્ટ મોરિસમાં અબ્બાસ સાહેબને મળ્યાં હતાં અને તેમને પોતાને ત્યાં આવવા ખૂબ આગ્રહ કર્યો હતો. તેમણે એમને જોતાંજ ખુશાલી પ્રદર્શિત કરી અને કહ્યું કે તમારા મહારાજા સાહેબ પાસેથી આ મારા હુકમનામાના પૈસા અપાવો. સાહેબે કહ્યું એ રકમ વાજબી નથી પણ તમે રાજી હો તો એનો અમુક અંશ તમને રોકડ આપું. ઘરધણીએ કહ્યું, એમાં તમારું શું જાય છે? તમારો મહારાજા તો માલદાર છે. એને શી ખોટ છે? તમે અપાવશો તો એમાં તમારો ભાગ પણ છે જ.

આ સાંભળતાં જ અબ્બાસ સાહેબ ઊભા થઈ ગયા અને બોલ્યા, "હું મહારાજા સાહેબના મોટા અમલદારો પૈકીનો છું. મારે આવી

રીતે ખોટા પૈસા લેવા હરામ છે.' આટલું કહીને તેઓ મિ. ફીઆં સાથે ચાલી નીકળ્યા, અને અંગ્રેજી એલચી ખાતાના વકીલ પાસે ગયા, તેણે સલાહ આપી કે હુકમનામું રદ કરાવવા માટે મહારાજા સાહેબ ઉપર ફ્રેંચ કોર્ટનો અધિકાર નહતો એ સાબિત કરવા માટે અંગ્રેજ સરકાર તરફથી મહારાજા 'ઈન્ડિપેન્ડન્ટ સોવરીન પ્રિન્સ' છે એવું ડેકલેરેશન મેળવવું જરૂરી છે.

બીજે દિવસે કાઉન્ટેસ ડયુ રાંટી (મકાન માલિકની સ્ત્રી) તરફથી અબ્બાસ સાહેબને મિ. ફીઆં અને એમના વકીલ સાથે ખાણાનું આમંત્રણ મળ્યું. પરંતુ એમણે રોકાણને બહાને તેનો સ્વીકાર કર્યો નહિ અને તે જ સાંજે લંડન તરફ વિદાય થયા.

ત્યાં જઈ વડોદરાના માજી રેસિડેન્ટ મેલવીલનો ઓળખાણ પત્ર લઈને ઇન્ડિઆ કાઉન્સિલના મુખ્ય સેક્રેટરીને મળ્યા. તેમણે હસતાં હસતાં સંભળાવ્યું કે, આ તમારા રાજા રજવાડા હિંદુસ્તાનથી આવે છે તે અમને બહુ સંતાપ આપે છે. જુઓ, ફલાણાએ આમ કર્યું ને ફલાણાએ તેમ. અબ્બાસ સાહેબે કહ્યું, 'મારે આપને સંતાપ આપવો નથી. હું તો માત્ર અમારા મહારાજા સાહેબના 'સ્ટેટસ' નું સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા તરફનું ડેકલેરેશન મેળવવા આવ્યો છું. આ ઉપરથી તેમણે લોર્ડ સોલ્સબરી ઉપરની તે માટેની અરજી લખાવી લઈ જવાબ મળ્યેથી મોકલી આપવાનું કહી એમને વિદાય કર્યા.

એ પછી કેટલેક દિવસે અબ્બાસ સાહેબને લિવરપુલમાં તાર મળ્યો કે લોર્ડ સોલ્સબરીનો જવાબ અંગ્રેજી એલચી ખાતાના સોલિસીટર પાસે પેરીસ ગયો છે. આથી તેઓ પેરીસ ગયા. ત્યાં પેલો જવાબ એમને વાંચવા માટે આપવામાં આવ્યો. વાંચી રહ્યા એટલે કાગળ તરત લઈ લેવામાં આવ્યો, કારણ કે સોલિસીટરને સૂચના હતી કે આ કાગળ માત્ર વાંચવા જ આપવાનો છે. અસલ કાગળ કે તેની નકલ પણ આપવાની નથી. ફક્ત કોર્ટમાં જરૂર પડે ત્યારે તેને રજૂ કરવાનો હતો. આ કાગળ મહારાજાના હાથમાં જશે ત્યારે

તેમને કેટલો બધો આનંદ થશે એમ તે વાંચતાં અબ્બાસ સાહેબને લાગેલું. પણ જ્યારે તે સંબંધમાં ઉપરનો હુકમ સંભળાવવામાં આવ્યો ત્યારે એમની નિરાશાનો પાર રહ્યો નહિ. એમની યાદદાસ્ત પ્રમાણે એ કાગળના શબ્દો આ પ્રમાણે હતા.

**His Highness Maharaja Sayajirao Gaekwar is sovereign independent Prince over whom the British Government have neither civil nor criminal jurisdiction.**

'નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ આપમુખત્યાર સ્વતંત્ર રાજકર્તા છે, જેમના ઉપર બ્રિટિશ સરકારનો દીવાની કે ફોજદારી કશો અધિકાર નથી.'

મહારાજાના 'સ્ટેટસ' વિષેનું આ ડેકલેરેશન ઘણું ઉપયોગી થઈ પડે એવું હતું પણ આખરે એ પ્રકરણ જ પડતું મૂકવામાં આવેલું. કાઉન્ટ ડચુ રાંટીએ ડીક્રી મુદત બહારની ન થઈ જાય તે માટે તેની બજાવણીની અરજ કરેલી અને તે પરથી મહારાજા સાહેબ જે ઘરમાં રહી ગયેલા તેમાંથી જપ્તી કરી એક તૂટેલી આરસી લઈ જવામાં આવી અને મહારાજાની મિલકત તરીકે તેની હરાજી થઈ. આ હાસ્યાસ્પદ બનાવથી આખા શહેરમાં ખૂબ ચકચાર થયેલી. તે પરથી, મહારાજાના વકીલે સલાહ આપેલી કે હુકમનામું રદ કરાવવા જો કોર્ટમાં જશો તો તમારા માણસોને મકાન વાપરતાં આવડયું નથી, તેમાં ગંદકી કરવામાં આવી છે વગેરે વાતો સામાવાળા લાવશે અને તેથી મહારાજા સાહેબની પ્રતિષ્ઠાની આખા યૂરોપમાં હાંસી થશે. અને હુકમનામું થયું છે છતાં મહારાજા પેરીસ ન આવે ત્યાં સુધી તેની બજાવણી તો થઈ શકે એમ નથી. આ વાત અબ્બાસ સાહેબે વડોદરે પુછાવી અને હુકમનામું રદ કરાવવાની વાત પડતી મુકાઈ.

× × ×

અબ્બાસ સાહેબ મહારાજ સાહેબ માટેની 'યાટ' (બોટ) ખરીદવા લંડન ગયા. એડમિરલ સ્લેડ તે વખતે ત્યાં નહોતા, પણ તેમને ખબર મોકલતાં જ તેમણે લિવરપુલમાં મિ. બર્નને મળવાની સલાહ લખી મોકલી અને સાથે ઓળખાણપત્ર પણ બીડયો. સાહેબ લિવરપુલ ગયા અને 'ઝિંગારા' નામની બોટ ૭૫૦૦ પાઉંડમાં ખરીદી. તેમાં ઘટતા સુધારા વધારા અને દુરસ્તીના ૨૫૦૦ પાઉડ બીજા થયા.

બોટ તૈયાર થયા પછી તે ઉપર મહારાજા સાહેબ તરફથી એક મિજબાની આપવામાં આવી. અને ૧૦ હજાર પાઉડનો ચેક મિ. બર્નને આપવામાં આવ્યો. એ પછી બીજે દિવસે મિ. બર્ન અબ્બાસ સાહેબ પાસે આવ્યા અને બોલ્યા, 'હું તમારી પાસે વચન માગું છું કે હું જે કંઈ આપું તે તમારી પોતાની પાસે રાખવાનું છે. સરકારી તિજોરીમાં ભરી દેવાનું નથી. એમ કહી તેમણે ૫૦૦ પાઉંડનો ચેક અબ્બાસ સાહેબના હાથમાં મૂક્યો. અબ્બાસ સાહેબે તરત કહ્યું, 'મારાથી આપને એવું વચન ન આપી શકાય. મને એ પૈસા ન ખપે. હું એ લઈને સરકારમાં જમા કરાવીશ. મિ. બર્ને વાંધો લીધો કે ગાયકવાડ સરકારને શી ખોટ છે.' આ તો મારા કમિશનમાંથી તમને આપું છું. જો તમે સરકારમાં જ ભરી દેવાના હો તો તો મારી જ પાસે ભલે રહ્યા. અબ્બાસ સાહેબે કહ્યું હવે તો એ પણ ન બની શકે. એમાં તો મારી પ્રતિષ્ઠા અને પ્રામાણિકતાનો સવાલ રહેલો છે. છતાં તમે કહેતા હો તો આ બધી વાત સરકારને લખી જણાવું અને હુકમ આવે તે પ્રમાણે કરીશું. પણ સરકારને અંધારામાં રાખીને હું એ રકમ લઉં તો અપ્રામાણિક ગણાઉં, નિમકહરામ કહેવાઉં. મારે એવી નિમકહરામી નથી કરવી. પછી સાહેબે આખો કિસ્સો વડોદરે લખી જણાવ્યો અને દિવાન સાહેબની સૂચના પ્રમાણે એ રકમનું સરકારમાં ભરણું થયું.

# સ્વતંત્ર મિજાજ

અબ્બાસ સાહેબ વિસનગરમાં ન્યાયાધીશ હતા ત્યારે કડીના તે વખતના સૂબા લક્ષ્મણ જગન્નાથ જેઓ પાછળથી દીવાન થયેલા તેમની સાથે ઝામી ગયેલી. એક દાવામાં અમુક રકમ સરકાર પાસેથી અપાવવાનો એમણે હુકમ આપેલો; પણ સૂબા સાહેબે તેમાં વાંધા નાંખવા માંડતાં એમણે લખ્યું કે જો એ રકમ આપવામાં ઢીલ થશે તો સરકારી તિજોરી ઉપર જપ્તી કરીને હું એ અપાવીશ. આની અસર ધારેલી થઈ અને તરત જ નાણાં ભરી દેવામાં આવ્યાં. પણ આ બનાવ પછી અબ્બાસ સાહેબ એમનાથી દૂરના દૂર રહેતા. પાછળથી જ્યારે લક્ષ્મણરાવ દીવાન થયા ત્યારે કેરશાસ્પજી રૂસ્તમજીની દરમિયાનગીરીથી એ બન્ને વચ્ચે સારો મેળ થયેલો અને એ સારો સંબંધ આગળ ઉપયોગમાં આવેલો.

મણિભાઈ જશભાઈ જ્યારે નાયબ દિવાન હતા અને ન્યાયખાતું એમના તાબામાં હતું ત્યારે એક વખત એમણે અબ્બાસ સાહેબને કાગળ લખી પુછાવ્યું કે વિસનગર વિભાગમાં મિ. બર્વેએ આ બે ત્રણ માસમાં કરેલા કામ સાથે સરખાવતાં તમારું કામ ઘણું ઓછું જણાય છે તેનો ખુલાસો મોકલશો.

વાંચતાં જ અબ્બાસ સાહેબ આગ બની ગયા અને તરત જ લખી નાખ્યું કે બધા જજનું કામ એક સરખું ઊતરી શકે નહિ. ઓછું વધતું પરિણામ તો કામના પ્રકાર અને તે કરવાની પદ્ધતિ ઉપર આધાર રાખે છે. જો આપે એમ પૂછ્યું હોત કે મારું કામ ખરેખર જોઈએ તે કરતાં ઓછું છે, તો તેનો ખુલાસો આપવા હું બંધાયલો હતો. પણ આપે તો અમુક જજના કામની સરખામણી કરીને પૂછ્યું છે એટલે તેનો ખુલાસો આપવા જેવો મને નથી લાગતો.

આ જવાબથી મણિભાઇ બહુ ગુસ્સે થયા. એમાં તેમને પોતાનું અપમાન થયેલું લાગ્યું. તેઓ તરત જ દિવાન સાહેબ પાસે પ્હોંચી ગયા અને ફરિયાદ કરી. અબ્બાસ સાહેબ નિખાલસપણે કબૂલ કરે

છે કે ખરેખર મારો જવાબ કોઈ પણ ઉપરી અધિકારીને અપમાન ભરેલો લાગે એમાં નવાઈ જેવું નથી, પણ લક્ષ્મણરાવે મણિભાઈ સાહેબને ઠંડા પાડી એ વાત આગળ વધવા દીધેલી નહિ.

× × ×

ચાટ લઈને વિલાયતથી આવ્યા પછી ગરમીમાં ત્રણ ચાર મહિના પહાડ ઉપર જઈ આરામ લઈ આવવા અબ્બાસ સાહેબે મહારાજા સાહેબ પાસે રજા માગી. પરંતુ વિલાયતના કિસ્સાઓ મહારાજા સાહેબને કાને પહોંચ્યા હશે તેથી તેઓ ઘણા ખુશ થયા હતા. એટલે તેમને પોતાની સાથે જ મહાબળેશ્વર કુટુંબ સાથે આવવા ફરમાવ્યું. અહીં મહારાજા ઘણા ખુશ મિજાજમાં રહેતા અને જે કંઈ સરકારી કામ હજુર હુકમ માટે અબ્બાસ સાહેબ રજૂ કરતા તે સારી રીતે ઉકલી જતું. એક દિવસ એક માણસને અમુક રકમનું પેન્શન આપવા સંબંધમાં દિવાન સાહેબની મંજૂરી માગવાનો તુમાર આવ્યો. અબ્બાસ સાહેબને લાગ્યું કે કાયદા પ્રમાણે તો દિવાન સાહેબે ભલામણ કરી છે તે કરતાં વધારે રકમનું પેન્શન મળવું જોઈએ. આથી એ માણસને પૂરું પેન્શન અપાવવાનો એમણે નિશ્ચય કર્યો અને તે વિષેની પાકી ખાતરી સાથે તેમણે તુમારુ મહારાજા સાહેબ સામે મૂકયો. એ જોતાં જ મહારાજાએ કહ્યું: "લખો, આ માણસને કશું પેન્શન આપવાનું નથી." આ સાંભળી પૂરું પેન્શન અપાવવાની આશા સેવનારા અબ્બાસ સાહેબ તો સ્તબ્ધ જ થઈ ગયા. તેમના મનમાં કંઈ કંઈ વિચારો આવી ગયા અને આવો અન્યાયી હુકમ પોતાને હાથે ન લખવો પડે એટલા માટે પૂતળા પેઠે સ્થિર ઊભા રહી ગયા. મહારાજાએ એમની આવી દશા જોઈ એટલે એક કારકુનને બોલાવ્યો અને તેને આવેલું ટીપ્પણ આપ્યું અને કશું પેન્શન ન આપવા વિષેનો હુકમ લખાવ્યો. અબ્બાસ સાહેબ ધૂંધવાતા રહ્યા અને બીજું કશું કામ ન હોવાથી સલામ કરી બંગલે ગયા.

એ દિવસે કચ્છના રાવને ત્યાં રાજાઓને અને તેમના અમલ-દારોને ચ્હાપાણીનું નોતરું હતું. મહારાજા સાહેબે અબ્બાસ સાહેબને કહ્યું હતું કે ૪ા વાગે હું તમને હોટેલ ઉપરથી લેતો જઈશ. પણ પેલો માણસ નિર્દોષ બકરાંની પેઠે આજે નાહકનો વધેરાઈ ગયો તેની બળતરા હજી સુધી એમના દિલમાં સમી ન હતી. એટલે એઓ તો ગાડીમાં મહારાજા સાહેબની સામે મોં ચડાવીને મૂગા મૂગા બેસી ગયા. ગાડી ચાલુ થતાં મહારાજા સાહેબે હસીને કહ્યું, 'આજે સવારે તમારી ધારણા મુજબ મેં પેન્શનનો હુકમ ન લખ્યો તેથી તમે ઘણા ખફા થઈ ગયા લાગો છો.' હમણા પણ મહારાજા સાહેબ એમને મળવા બોલાવે છે ત્યારે વિનોદપૂર્વક પહેલો સવાલ એ પૂછે છે કે "મિજાજે શરીફ કૈસા હૈ?" ૩૪ વર્ષની લાંબી નોકરીમાં એમને અબ્બાસ સાહેબના આવા પુણ્યપ્રકોપનો અને રૂસણાનો ઠીક ઠીક અનુભવ થયો લાગે છે. પછી મહારાજાએ એમને સમજાવ્યા કે, જુઓને એ માણસને તો હું ઓળખું છું. એને પેન્શન આપવાનું હતું તેના બદલામાં એના છોકરાને નોકરી આપી છે! આ કારણોથી ભોળા અબ્બાસ સાહેબને પૂરો સંતોષ તો ન થયો પણ એટલું તો માનતા થયેલા કે મહારાજા સાહેબનો હુકમ કેવળ ધુની ન હતો!

## નિખાલસતા

પોતાની ભૂલ કબૂલ કરવામાં જાહેર હિંમતની જરૂર હોય છે. તેના અભાવે ઘણા માણસો તે છાવરવા આડાંતેડાં કારણો રજૂ કરે છે; પણ તેથી ધાર્યો હેતુ ભાગ્યે જ સરે છે અને વધારામાં ઇતબાર ગુમાવી બેસે છે. ગુનાની કબૂલાત ઘણીવાર ઢાલનું કામ બજાવે

છે; અને માણસની નિખાલસતા અને નિર્ભયતા પ્રકટ કરી તેની પ્રતિષ્ઠામાં વધારો કરે છે. અબ્બાસ સાહેબ મહારાજા સાહેબ સાથે મહાબળેશ્વર હતા ત્યારે તેમને 'બાળપાળક' (કોર્ટ ઓફ વોર્ડસ) નો કાયદો ઘડવાનો હુકમ મળેલો. એ વાતને ત્રણચાર વર્ષ વીતી ગયાં ત્યારે એક દિવસ ખાતું ઊંઘમાંથી જાગ્યું અને અબ્બાસ સાહેબ પાસે નિબંધની ઉઘરાણી થઈ. સાહેબ પણ એવા ઓલિયા કે એ વાત તદ્દન ભૂલી જ ગયેલા. ખાતા તરફથી ચાર વર્ષમાં તેમને કશું જ લખવામાં આવેલું નહિ. ઉઘરાણી મળતાં જ સાહેબ ઠંડાગાર થઈ ગયા. તરત જ મહારાજા સાહેબના ખાનગી સેક્રેટરીને અગત્યના કામ સારુ હજુરની મુલાકાત માટે કાગળ લખ્યો. સાંજે સાડાચારનો વખત મળ્યો. મહારાજા સાહેબ ત્યારે બગીચામાં રહેતા હતા. અબ્બાસ સાહેબને જોતાં જ આવવાનું કારણ પૂછ્યું. સાહેબે કહ્યું, 'મહારાજા સાહેબ, મારી એક ગંભીર ભૂલ થઈ છે. હું પોતે ભારી શિક્ષાને પાત્ર છું. ગુનો સાંભળીને આપ જે શિક્ષા ફરમાવશો તે હું ખુશીથી સહન કરીશ.' મહારાજાએ પૂછ્યું, 'પણ એવું તે તમે શું કર્યું છે?' જવાબ વાળ્યો, "આપે મહાબળેશ્વરમાં ૪ વર્ષ ઉપર 'બાળપાળક'નો નિબંધ ઘડવા ફરમાવેલું પણ ત્યાંથી આવીને હું કામે લાગેલો અને મને એ વાતની શરત જ ન રહી.. ખાતા તરફથી પણ મને ૪ વર્ષમાં કોઈએ સૂચના કરેલી નહિ. પણ આ કંઈ સંતોષકારક ખુલાસો કહેવાય નહિ. ગુનેગાર તો હું જ છું.' અબ્બાસ સાહેબનો આવો નિખાલસ એકરાર સાંભળી મહારાજા સાહેબ હસી પડયા અને કહ્યું, નકામા બચાવ નહિ કરતાં તમે પોતે આવીને ભૂલ કબૂલ કરી છે તેથી હું બહુ રાજી થયો છું અને આ સંબંધમાં હવે કંઈ વધારે કરવાનું નથી.'

૧૮૯૪ માં મહારાજા સાહેબની તબિયત ઘણી લથડી ગઈ હતી. અત્યાર સુધીની કારકિર્દીમાં અબ્બાસ સાહેબ વિષે મહારાજા સાહેબ-ના મન ઉપર પ્રામાણિક અને વિશ્વાસુ અમલદાર તરીકેની છાપ

પડી ચૂકી હતી. એટલે એ માંદગીના વખતમાં એમને ન્યાયખાતામાંથી ખેંચી લઈ પોતાની અંગત સંભાળ રાખવા માટે રોકવાનું મિ. ઇલિયટ મારફત મહારાજા સાહેબે કહેવડાવ્યું. આ સૂચના કરતાં મિ. ઇલિયટે કહેલું કે હું જાણું છું કે આવું અંગત કામ આપે કર્યું નથી. વખતે એ કામ આપથી સંતોષકારક રીતે ન પણ થઈ શકે અને એમાંથી અણધારેલાં પરિણામ પણ આવવાનો સંભવ રહે છે. તોપણ તમારે મહારાજા સાહેબની તબિયત અને તમારો એમની સાથેનો સંબંધ જોતાં કશાનો વિચાર જ ન કરવો. આને અંગે કેટલીક લાભકારક શરતો પણ તેમણે સૂચવી. વિલાયત જવાનું થાય તો પોતાનું કુટુંબ સરકાર ખર્ચે સાથે લઈ જઈ શકાય અને પગારમાં વધારો થાય.

સાહેબે કહ્યું, 'એ જગ્યા જોખમભરેલી છે. છતાં હું શુકન ઠેલી શકતો નથી. પણ એક શરત કરું છું કે અમુક રકમ સરકારે બેંકમાં મૂકવી અને કોઈ પણ કારણથી મારે છૂટા થવાનો પ્રસંગ ઊભો થાય તો એ રકમ મને મળે.'

એ પછી મહારાજા સાહેબે પહેલી બે શરત મંજૂર રાખી અને છેલ્લી માટે અબ્બાસ સાહેબને રૂબરૂ મળવા બોલાવ્યા, અને એમના ગળામાં હાથ નાખી કહ્યું, 'તમને મારા ઉપર ભરોસો નથી? હું તો તમારી અને તમારા કુટુંબની સંભાળ ભાઈની પેઠે રાખીશ.' મહારાજા સાહેબના આ શબ્દો સાંભળી સાહેબ પીગળી ગયા. તેમની આંખમાં આંસુ આવી ગયાં અને જવાબ આપ્યો, 'સરકારની જેવી ઇચ્છા.'

એ પછી સાહેબને તરત જ મકરપરે બોલાવી લેવામાં આવ્યા. મહારાજા સાહેબ ત્યારે મુંબઇના પ્રસિદ્ધ ડાકટર હૉવેલની સારવાર હેઠળ હતા. તેમણે હુકમ આપેલો કે થોડા દિવસ કોઇને પણ મહારાજા સાહેબને મળવા દેવા નહિ. એમને શાંતિની ખાસ જરૂર છે. આથી દિવાન સાહેબ, નાયબદિવાન, અને બીજા મોટા અધિકારીઓ અને

સરદારો મળવા આવે તેમને મુલાકાત ન લઈ શકાય એ સમજાવવાનું બહુ કઠણ થઈ પડેલું. આ વખતે ઘણા લોકો અબ્બાસ સાહેબની વિરુદ્ધ થઈ ગયા હતા. તેઓ માનતા કે એ પોતાનું મોટાપણું સિદ્ધ કરવા મુલાકાત થવા દેતા નથી. પણ અબ્બાસ સાહેબે તો એક વિશ્વાસુ માણસ તરીકે કેવળ મહારાજા સાહેબની તબિયતનો જ વિચાર કર્યો અને ઘણાની અપ્રીતિ વહોરી લીધી.

વર્ષને અંતે મહારાજા સાહેબનું વિલાયત જવાનું ઠર્યું. પણ તેમની ગેરહાજરીમાં કેવી રીતનો બંદોબસ્ત કરવો તેની શરતોનો એક લાંબો ખરડો બ્રિટિશ સરકાર તરફથી આવેલો. મહારાજા સાહેબને તે વંચાવવો કે નહિ તે વિષે દિવાન મણિભાઈ બહુ વિચારમાં પડ્યા. તબિયત જોતાં એ વંચાવવાનું તેમને ઇષ્ટ લાગ્યું નહિ. આ વિષે મોટા અધિકારીઓમાં ખૂબ મસલત થઈ. અબ્બાસ સાહેબનો પણ એવો અભિપ્રાય હતો કે ખરડો વંચાવવો નહિ, અને વગર વાંચ્યે જ સહી લેવી, કારણકે જો મહારાજા સાહેબ વાંચે તો એ શરતો કબૂલ રાખે નહિ ને વિલાયત જવાનું અટકી પડે, એવો ભય હતો.

આખરે મુકરર દિવસે મહારાજા સાહેબ નીચે ઊતર્યા ને બાગમાં બેઠા. ત્યાં દિવાનસાહેબ, અબ્બાસ સાહેબ અને બેત્રણ અધિકારી તેમને મળ્યા. અબ્બાસ સાહેબે કહ્યું, 'આપ વિલાયત જાઓ તે વખતે બંદોબસ્ત કેવી રીતે કરવો તે વિષેનો આ ખરીતો આવ્યો છે એ ઘણો લાંબો છે અને આપની તબિયત જોતાં આપે એ વાંચવાનો અર્થ નથી. એટલે હાલ આપ તે ઉપર સહી કરી આપો. ફરીવાર આવો સવાલ ઊભો થાય ત્યારે આ શરતો બંધનકર્તા ન થઈ પડે તે માટે સાફ લખવું કે આ ખરીતો વાંચી, વિચાર કરીને જવાબ આપું એવી મારી તબિયત નથી. એટલે વગર વાંચ્યે જ સહી કરું છું, અને મારી ગેરહાજરીમાં એ મુજબનો બંદોબસ્ત થશે.'

અબ્બાસ સાહેબની આ સૂચના મહારાજા સાહેબને પસંદ પડી અને તેમણે વગર વાંચ્યે પોતાની સહી મૂકી.

એ પછી મહારાજા સાહેબ, મહારાણી સાહેબ, દા. હોવેલ અને બીજા કેટલાક અમલદારો, અબ્બાસ સાહેબ અને રાણી-સાહેબનાં મહેમાન તરીકે અબ્બાસ સાહેબનાં પત્ની વિલાયત જવા ઉપડયાં. એ સફરમાં અમીના બેગમે પડદો મૂકયો અને એ સફર દરમિયાન જ તેમણે ઉર્દૂ કન્યાશાળા ખોલવાનો હુકમ મેળવેલો.

આ સફરમાંથી પાછા ફરતાં અબ્બાસ સાહેબની વડોદરાની હાઇકોર્ટના ન્યાયાધીશ તરીકે કાયમી નિમણૂક ૧૮૮૫માં થઈ. એ પહેલાં બે ત્રણ વખત એમને કામચલાઉ એ જગ્યાએ કામ કરવાના પ્રસંગ આવેલા. આ પદ ઉપર તેઓ ૧૯૧૩માં વાનપ્રસ્થ થયા ત્યાં સુધી રહ્યા હતા.

## જૂના 'કૅાંગ્રેસમેન'

અબ્બાસ સાહેબ હિંદુસ્તાનના રાજકારણમાં અસહકાર યુગથી જ ભળ્યા છે એમ નથી. એ તો બહુ જૂના 'કૅાંગ્રેસમેન' છે. વડોદરા રાજ્યની નોકરીમાં હતા તોપણ કૅાંગ્રેસના આરંભકાળથીજ હ્યૂમ સાહેબના આગ્રહથી તેઓ એમાં જોડાયા હતા. સર વિલિયમ વેડરબર્ન સાહેબના પ્રમુખપદે મુંબઈમાં મળેલી ૧૮૮૯ ની કૅાંગ્રેસમાં એમણે હાજરી આપેલી. બંગભંગ વખતની (ઇ. સ. ૧૯૦૬) દાદાભાઈના પ્રમુખપદે કલકત્તામાં મળેલી બેઠકમાં પણ ભાગ લીધેલો અને ત્યારે તેઓ વિનીત છાવણીમાં હતા એટલે લોકમાન્યના 'બહિષ્કાર' ના ઠરાવની વિરુદ્ધ બોલેલા. કૅાંગ્રેસની સુરતની ઐતિહાસિક તોફાની બેઠકના પણ એઓ સાક્ષી છે. લોકમાન્ય ઉપર કોઈ વહોરાએ ત્યારે હુમલો કર્યો હતો અને પ્રમુખના તંબુમાં થઈને તે છટકી ગયેલો. તેણે અબ્બાસ સાહેબના જેવાં જ કપડાં પહેરેલાં હતાં એટલે બધા લોકો એ હુમલો કરનાર ત્યાં ઊભેલા અબ્બાસ સાહેબ જ છે એમ માની એમના તરફ ધસી આવેલા. પણ પાછળથી સાહેબને ઓળખતાં તેમની ભૂલ ભાંગેલી.

## મહાત્માજીની પહેલી મુલાકાત

મહાત્માજીને પહેલ વહેલા ૧૯૧૫માં તેઓ દક્ષિણ આફ્રિકાથી આવ્યા ત્યારે સર ફિરોજશાહે દીનશા પીટીટને ત્યાં મોટી પાર્ટી આપી હતી તેમાં જોયેલા. એ પ્રસંગની વાત કરતાં અબ્બાસ સાહેબ

કહે છે, કે મહાત્માજી એ મોટા લોકોની મિજલસમાં કાઠિયાવાડી પાઘડી, કસવાળું અંગરખું અને ધોતિયું પહેરીને ઉઘાડે પગે આવેલા. બા પણ એ જ મુજબ તદ્દન સાદા લેબાસમાં ને ઉઘાડે પગે હતાં. એમને જોઈને મારા મનમાં માન કે કંઈ ખાસ લાગણી ઉત્પન્ન થયેલાં નહિ. ફિરોજશાહે અને ગાંધીજીએ ભાષણ કર્યાં હતાં પણ મેં તે તરફ કશું ધ્યાન આપેલું નહિ, અને આ બધી ઠગબાજી છે એવા ખ્યાલ સાથે હું ત્યાંથી ગયેલો.

## એ લોહચૂંબક

આ ઠગબાજી કરનારની પાસે કદી પણ નહિ જવાના ખ્યાલ સાથે અબ્બાસ સાહેબ પાર્ટીમાંથી વિદાય થયા હશે, ત્યારે એમને સ્વપ્નેયે ખ્યાલ હશે ખરો કે બહુ જ થોડા વખતમાં એ લોહચૂંબક એમને પોતાની પાસે આકર્ષી લેશે, કાયમને માટે જીગર જીગરની સાથે જોડી દેશે અને એમની 'ઠગબાજી'ના રંગમાં પોતાનું આખું ઉત્તર જીવન રંગી મૂકશે? મહાત્માજી બદ્રુદ્દીન તૈયબજીના મોટા ગુણપૂજક હતા. અને અમીનાબેગમ તો એ બદ્રુદ્દીન સાહેબનાં પુત્રી. એટલે એમના હૃદયમાં મહાત્માજી માટે સદ્ભાવનાં બીજ પડેલાં હતાં. હિંદુસ્તાનની સ્થિતિનો અભ્યાસ કરવા ગોખલેજીની સલાહ પ્રમાણે આખા દેશમાં મૂગા મૂગા એક વર્ષ ફર્યા પછી મહાત્માજી અમદાવાદમાં સાબરમતી કાંઠે કોચરબમાં આશ્રમ કરીને બેઠા ત્યારે એમને મળવાની ઇચ્છા અમીના બેગમને થઈ. તેમના ભાઈ સલમાન ત્યારે અમદાવાદમાં એકઝીક્યુટિવ એન્જીનિયર હતા. તેમને એમણે લખ્યું, 'ગાંધીજી હમણાં અમદાવાદમાં છે. અમારે એમને મળવું છે માટે તમે એક દિવસ રાત્રે એમને જમવા નોતરો અને ખબર આપો એટલે અમે પણ આવીશું.' મુકરર દિવસે રાત્રે ૮॥ વાગે મહાત્માજી અને કસ્તુરબા ભદ્રમાં મિ. સલમાનને ત્યાં આવ્યાં. એ વખતે પણ બન્ને ઉઘાડે

પગે જ આવેલાં. આવતાં જ ટેબલ ઉપર જઈને ગાંધીજીએ કહ્યું, હું તો ખાઈ શકીશ નહિ. જમવાના વખતની બાબતમાં હું જૈન છું. તમે આ રાતની વખતે ઈજન આપ્યું એટલે તમારો તેડાવ્યો હું આવ્યો તો છું, પણ ખાઈને આવ્યો છું. જેમને જમવા નોતરેલા તેમના વિનાનું ભોજન એ વર વગરની જાન જેવું લાગવાથી બધાં ઠરી ગયાં. અને કંઈ નહિ તો ફળ તો ખાઓ એવો આગ્રહ કરવા લાગ્યાં. પણ મહાત્માજીએ તો ના જ પાડી એટલે આખરે કસ્તુરબાને ફળ લેવાની આજ્ઞા આપવા સહુએ એમને વિનંતિ કરી. તેઓ હસ્યા અને બાને કહ્યું. તેમણે સક્કરજનની એકાદ ચીરી લઈને શુકન રાખ્યો. મહાત્માજી જમ્યા તો નહિ પણ એમની સાથે પેટ ભરીને વાતો થઈ. પછી અબ્બાસ સાહેબ, એમનાં પત્ની અને બધાં જ ઠેઠ આશ્રમ સુધી એમને વળાવવા ગયાં. રાતને વખતે પથરાવાળા રસ્તા ઉપર ઉઘાડે પગે એ બન્નેને ચાલતાં જોઈને સાથીઓના મનમાં કરુણાની લાગણી ઉત્પન્ન થઈ. હવે એમના તપસ્વી જીવનને જરા ઊંડા ઊતરીને જોવાનું મન થવાથી અમીના બેગમે બીજે દિવસે સવારે ૮–૯ વાગે આશ્રમની મુલાકાત ફરીથી લેવાનું ઠરાવી મહાત્માજીની વિદાય લીધી.

બીજે દિવસે સવારમાં તેઓ અબ્બાસ સાહેબ સાથે આશ્રમમાં ગયા. ત્યાંના સાદાઈ, અને સંયમી જીવન તથા મહાત્માજીની વાણીમાંથી ટપકતાં શુદ્ધ પ્રેમ અને નિખાલસતાથી તેઓ બન્ને જીતાઈ જ ગયાં. અબ્બાસ સાહેબના પ્રથમના ખ્યાલમાં ભારે પરિવર્તન થઈ ગયું અને તેમની દશા બળવાન લોહચૂંબક સામેની સોયના જેવી થઈ પડી.

ઘેર ગયા પછી અબ્બાસ સાહેબે પોતાનાં પત્નીને પૂછ્યું કે 'આશ્રમમાં તમે બધે ફર્યાં અને જોયું તેમાં અમુક બાબત તમને ખટકી ખરી ?' જવાબ મળ્યો, 'ના.' અબ્બાસ સાહેબે કહ્યું, 'એક વખત આપણે તીથલના દરિયા ઉપર ફરતાં હતાં ત્યારે એક મિત્રનું

ચોતિયું પવનથી ઊડતાં તેના પગ ખુલ્લા થતાં તે બાબત તો તમે ભારે ગરબડ મચાવી મૂકેલી! અને અહીં તો મહાત્માજીએ એકલું પંચિયું જ પહેર્યું હતું અને આખું શરીર ઉઘાડું હતું છતાં તમને કંઈ જ ન લાગ્યું?'

અમીના બેગમે કહ્યું, 'ખરેખર મહાત્માજી અજબ માણસ છે. એમના વ્યક્તિત્વ આગળ એમણે કેવાં લુગડાં પહેર્યાં છે એનો વિચાર સરખો પણ મને આવેલો નહિ.'

એ દિવસથી તૈયબજી કુટુંબમાં મહાત્માજીએ આપ્તજન તરીકેનું ઊંચું અને સ્થિર સ્થાન મેળવી લીધું.

## પંજાબ હત્યાકાંડની તપાસમાં

મહાયુદ્ધમાં હિંદુસ્તાને કરેલી મદદનાં બદલામાં તેના ઉપર બે કાળા કાયદા (રોલેટ એક્ટ) ઠોકી બેસાડવામાં આવ્યા હતા. તેની સામે પોતાનો કોપ દર્શાવવા મહાત્માજીની સૂચનાથી હિંદુસ્તાને ૧૩મી એપ્રિલ ૧૯૧૯ નો દિવસ ઠરાવ્યો હતો. એ પ્રસંગે હિંદુસ્તાનના રાજકીય જીવનમાં પહેલાં કદી નહિ અનુભવેલો ઉછાળો આવ્યો. જાગ્રત થતા હિંદને ઊગતાં જ ડામી દેવાનું પંજાબની નોકરશાહીએ ઠરાવ્યું. અમૃતસરના જલિયાંવાલા બાગની નિઃશસ્ત્ર સ્ત્રી, છોકરાં અને પુરુષોની સભા ઉપર જનરલ ડાયરે ગોળીઓનો મારો ચલાવ્યો. હજારો નિર્દોષના જાન ગયા, આખા પંજાબમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો અને ડા. સત્યપાલ, કીચલુ, રામભજદત્ત ચૌધરી, લાલા હરકીસનલાલ વગેરે અનેક લોકનેતાઓને ગિરફતાર કરવામાં આવ્યા. એ પ્રસંગે લોકો ઉપર લશ્કરી સત્તાવાળાઓએ જે અત્યાચાર કર્યા હતા તેની તપાસ કરવા માટે કોંગ્રેસ તરફથી એક તપાસ

સમિતિ નીમવાનું ઠર્યું. મહાત્માજીએ એ સમિતિમાં નીમવા માટે વડોદરા રાજ્યની હાઈકોર્ટના ન્યાયાધીશ તરીકેનો બહોળો અનુભવ ધરાવનાર અબ્બાસ સાહેબનું નામ સૂચવ્યું અને તે સહુની પસંદગી પામ્યું. એ સમિતિમાં નિમાયલા સભ્યો જેવા તેવા ન હતા. એમની પ્રતિષ્ઠા, કાયદાનું જ્ઞાન અને દેશસેવા મશહૂર હતા. પંડિત માલવિયાજી, પંડિત મોતીલાલ નહેરુ, શ્રી. જયકર, અબ્બાસ સાહેબ અને મહાત્માજી એ પાંચની સમિતિ હતી. અબ્બાસ સાહેબને આ નિમણૂકની ખબર આપવામાં આવી ત્યારે તેઓ ગંભીર માંદગીમાંથી તાજા જ ઉઠેલા હતા છતાં મહાત્માજીના શબ્દોમાં 'તેઓ વળતી ટપાલે લાહોર આવી પહોંચ્યા હતા એમ કહેવાય.' લાહોરમાં આવીને તેઓ તપાસના કામમાં જોડાયા અને ઠેઠ આખર સુધી ('૨૦ ના ફેબ્રુઆરી સુધી) પંજાબમાં રહ્યા.

આ તપાસ દરમિયાન અમાનુષી અત્યાચારોની દિલ પિગળાવે એવી અનેક કહાણીઓ એમના સાંભળવામાં રોજ રોજ આવતી અને એમની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેતો. સુધરેલા ગણાતા અંગ્રેજી રાજ્યમાં આ ૨૦ સદીમાં આવા હેવાનિયત ભરેલા જુલમો થઈ શકે છે એ જાણીને એમનું મગજ ફરી ગયું. પોતાની જાતે આ પુરાવા એમણે સાંભળ્યા તે પહેલાં જો કોઈએ એમને એ વિષે ફરિયાદ કરી હોત તો તેઓ કદી પણ એ વાત માનત નહિ, અને કહેનારને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલી દેવાની ભલામણ કરત. પણ આ તપાસના જાત અનુભવે સભ્ય અંગ્રેજી રાજ્યઅમલ વિષેની એમની શ્રદ્ધા પાનાનાં બંગલા પેઠે તૂટી પડી.

દા. કીચલુ અને સત્યપાલ જેવા લોકનેતાઓને ૭ ફુટ લાંબા, ૪ ફુટ ઊંચા અને ૨ ફટ પહોળાં પિંજરામાં હિંસક પ્રાણીની પેઠે પૂરવાની વાતોથી અબ્બાસ સાહેબનું આળું જીગર કમકમી ઉઠતું. એ પિંજરામાં તેમનાં શરીર અને હાથ પગ કેવા અકડાઈ જતાં હશે તેના ખ્યાલમાં ન ખ્યાલમાં એમના પોતાના શરીર અને પગમાં એટલું દર્દ થવા

લાગ્યું કે રાત્રે એમની ઊંઘ હરામ થઈ ગઈ. જાન્યુઆરીમાં એમનું દિલ છેક નબળું પડી ગયું અને મહાત્માજી તથા ડૉ. જીવરાજ મ્હેતાને એમનો જાન જોખમમાં લાગવાથી એમણે પોતાનું 'વિલ' (મૃત્યુપત્ર) પણ લખાવી દીધું હતું. એ વિલ મહાત્માજીએ લખેલું અને તે ઉપર તેમણે તથા ડૉકટરે શાખ કરેલી અને મહાત્માજીએ શ્રીમતી તૈયબજી ઉપર દિલાસાનો કાગળ પણ લખી નાખેલો. આ સ્થિતિમાં પંડિત માલવિયાજીની સલાહથી એમણે હોમિયોપેથિક ડૉકટર હિતૈષીની દવા શરૂ કરી અને સિંધમાંથી પોતાનાં દીકરી મિસિસ હામીદઅલીને તેડાવ્યાં.

અબ્બાસ સાહેબ એટલા કુટુંબવત્સલ છે કે એમનું અરધું દુઃખ તો પોતાની દીકરીને જોતાં જ ઓછું થઈ ગયું હશે. એ પ્રસંગ વિષે તેઓ કહે છે, કે "અંધારા વાદળમાંથી સુરજ ચમકી ઉઠે તેમ એમને જોતાંજ મને થયું. એમનો હાથ પકડીને હું બહાર ખુલ્લામાં આવ્યો. થોડીવાર ત્યાં બેઠો અને કહ્યું કે હવે હું આ અંધારા ઓરડામાં પાછો કદી પેસવાનો નથી, માટે બીજો ઓરડો શોધો. મારા આ શબ્દોની સાથે જ આતુર આંખો ઓરડાની શોધમાં લાગી ગઈ. અને આગલા દિવસ સુધી જેમાં પંડિત માલવિયાજી રહેતા હતા તે ઓરડો ખાલી જણાયો. તરત જ હું તેમાં પેસી ગયો અને મારો બધો સામાન પણ ત્યાં મંગાવી લીધો. આ બનાવ સર હરકીસનલાલને ત્યાં બનેલો. આ મંદવાડને લીધે હું રિપોર્ટ ઉપર સહી કરવા બનારસ જઈ શકયો નહિ. મહામુશ્કેલીએ વડોદરા પહોંચેલો. ત્યાં અહેવાલ મળતાં તે પર સહી મૂકેલી." એ સહી કરાવનારાઓએ ન્યાય માટે હળવામાં હળવી માગણી કરેલી; પણ તેની અવગણના થાય તો બેઠો બળવો કરવાની પ્રતિજ્ઞા કરેલી. આમ આ પંજાબના હત્યાકાંડે અબ્બાસ સાહેબને વિનીત મટાડી સત્યાગ્રહી બનાવ્યા; સહકારી મટાડી અસહકારી બનાવ્યા.

# અસહકારના અધ્વર્યુ

લશ્કરી અમલ હેઠળના અત્યાચારોની તપાસ કરનારા પ્રજાકીય પંચની ઇન્સાફ માટેની ઓછામાં ઓછી માગણીઓની અવગણના થઇ ને ખિલાફતના સવાલે હિંદની મુસ્લિમ જનતાના દિલમાં જ્વાળા પ્રગટાવી એ કારણોથી સરકારનો સામનો કરવાનું વાતાવરણ હિંદુસ્તાનમાં જામવા માંડયું હતું. ઉલેમાઓની સભામાં મહાત્માજીને લડત કેવી રીતે આપવી તેની સલાહ માટે નોતરવામાં આવેલા ત્યાં એમના મોંમાંથી સ્વાભાવિક રીતે જ ‘ અસહકાર ’ની સૂચના નીકળી ગઇ. આમ એમણે ‘ અસહકાર ’ સૂચવ્યો પણ ત્યારે તેના વ્યૂહની કલ્પના એમની પાસે ન હતી. એ કલ્પના એમણે પાછળથી કરી અને તેને પહેલવહેલું મૂર્ત સ્વરૂપ જો હિંદુસ્તાનની કોઇપણ રાજદ્વારી સંસ્થા મારફત અપાયું હોય તો તે ‘ ગુજરાત રાજકીય પરિષદ ’ છે. એ પરિષદની ૪થી બેઠક અમદાવાદમાં ભગુભાઇના વંડામાં સને ૧૯૨૦ના ઓગસ્ટની આખરે અબ્બાસ સાહેબના જ પ્રમુખપદે મળી હતી. એ પરિષદ માટે એ પ્રસંગે એમના કરતાં વધારે લાયક પ્રમુખની પસંદગી થઇ શકત નહિ. જેમણે આખી જીંદગી સહકારમાં અને સરકારનું અંતરથી ભલું ઇચ્છવામાં ગાળી હોય અને જેઓ તેના અમાનુષી અત્યાચારોના લાંબી અને ઠંડી તપાસને અંતે સાક્ષી હોય તે જ અસહકારના અધ્વર્યુપદને માટે લાયક ગણાય ને ?

આ પ્રશ્ન ઉપર વિચાર કરવા કોંગ્રેસની ખાસ બેઠક કલકત્તામાં સપ્ટેમ્બરમાં મળવાની હતી. તેના નિર્ણય પહેલાં અસહકારનો નવીન, ગંભીર અને જોખમભર્યો ઠરાવ કરવા સામે પરિષદમાં ચેતવણીના સુર નીકળેલા પણ મહાત્માજીએ કહેલું કે ગુજરાતે અસહકારને સ્વીકારીને કોંગ્રેસના માર્ગદર્શક થવું જોઇએ. પ્રમુખ સાહેબને પણ લાગ્યું કે ધર્મના કામમાં ઢીલ શી ? પંચની હળવામાં હળવી માગણી પણ ન સ્વીકારે તે સરકાર સાથે અસહ-

કાર નહિ તો બીજું શું થાય, એમ વિચારી એમણે મહાત્માજીનો ત્રિવિધ બહિષ્કાર (શાળા અને કૉલેજ, ધારાસભા અને સરકારી ખિતાબો) નો ઠરાવ સ્વીકાર્યો અને તેને પોતાના આશીર્વાદ આપ્યા. પરિષદનો કાર્યક્રમ જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ વાતાવરણ જામતું ગયું અને પૂર્ણાહૂતિ પ્રસંગે તો ઉત્સાહ એટલી હદે પહોંચેલો કે જે અબ્બાસ સાહેબ નાદુરસ્ત તબિયતને લીધે પોતાનું છાપેલું ભાષણ પહેલે દિવસે જાતે વાંચી શક્યા ન હતા તે જ અબ્બાસ સાહેબે ઉપસંહારનું ભાષણ અત્યંત જુસ્સાદાર અને દર્દભરી વાણીમાં કરેલું; અને ગુજરાતની જનતાને અસહકારનો પેગામ ઝીલવા હૃદયંગમ અપીલ કરેલી એ દિવસે કર્તવ્યનો જે સાક્ષાત્કાર એમને થયો તેથી અબ્બાસ સાહેબ કહે છે કે તેમનું ઘડપણ નાશી ગયું અને નવી જુવાની આવી.

## ગાંધી ટોપીનો સ્વીકાર

જે અસહકારનો ઠરાવ અબ્બાસ સાહેબના પ્રમુખપદે ગુજરાતે પસાર કર્યો હતો તે જ અસહકાર થોડી વિશેષતા સાથે કલકત્તાની ખાસ કોંગ્રેસે અને નાગપુરની મહાસભાએ બહાલ રાખ્યો. આખા દેશમાં ઉત્સાહનાં પૂર રેલાયાં અને એ ઉત્સાહને અમલી કામમાં વાળવાને માટે બેઝવાડાની મહાસભા સમિતિની ઐતિહાસિક બેઠક '૨૧ માં મળી. એમાં એક કરોડનો લોકમાન્ય તિલક સ્વરાજ્ય ફાળો, એક કરોડ મહાસભાના સભ્યો અને ૨૦ લાખ ચરખા જૂનની ૩૦મી સુધીમાં કરવાનો ઠરાવ થયો. અબ્બાસ સાહેબ એ સમિતિમાં ભાગ લેવા બેઝવાડા ગયેલા. એ પ્રસંગે દેશનેતાઓનાં ભાષણ માટે જાહેર સભા રાખવામાં આવેલી. નેતાઓ સમિતિના

કામમાં રોકાઇ પડયા હતા અને સભાસ્થાન ઉપર એટલાં બધાં માણસ ભેગાં થઈ ગયાં હતાં કે તેમને કાબુમાં રાખવાનું અશક્ય થઇ પડયું હતું. એટલે સ્થાનિક કાર્યકર્તાઓએ અબ્બાસ સાહેબને પકડયા અને જુદા જુદા ત્રણ પ્લેટફૉર્મ ઉપરથી લોકોને તેમણે અસહકારનો પેગામ સંભળાવ્યો. બહેનોની વિરાટ સભામાં મહાત્માજીનો સંદેશો આપતાં તેમણે કહ્યું કે આ સમય લગ્ન કરવાનો અને ગુલામો પેદા કરવાનો નથી.

એ જ સવારે જ્યારે સમિતિની બેઠકમાં જવાની બધા તૈયારી કરતા હતા ત્યારે મહાદેવભાઇએ મશ્કરીમાં એમને માથેથી કાળી ટોપી ઉપાડી લીધી અને સફેદ ટોપી પહેરાવી દીધી. અબ્બાસ સાહેબે તરત જ આરસી મંગાવી અને તેમાં જોઇને કહ્યું, 'આ તો સરસ દેખાય છે. જાઓ, 'મારી કાળી ટોપી આજથી તમને જ મુબારક અને આ ગાંધી ટોપી હવે પાછી મળવાની નથી.' એ દિવસથી એમણે અમામા કે ફેંટા છોડયા તે છોડયા. ત્યારથી એમને માથે ગાંધી ટોપી વિરાજી રહી છે.

## અમલી કામ

બેઝવાડાની મહાસમિતિની બેઠક પછી ભરૂચમાં સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે ગુજરાત રાજકીય પરિષદની બેઠક મળી. તે વખતે બેઝવાડાએ આંકેલા કામનો ગુજરાતનો ફાળો નક્કી કરવાનો અને તેને કેવી રીતે પૂરો કરવો તેનો વિચાર મુખ્યત્વે થયો. કોઇએ હિંદુસ્તાનની અને ગુજરાતની વસ્તી ટાંકી એક કરોડના હિસાબે ગુજરાતનો ફાળો ૩ લાખનો સૂચવ્યો. મહાત્માજીએ કહ્યું, 'આમાં ત્રિરાશી નહિ મૂકી શકાય. આપણી શક્તિ અને સ્વરાજ્ય

અનુસારનો આપણો ફાળો મુકરર કરવો જોઇએ. ઓરિસ્સા જેવા ગરીબ પ્રાંતો કંઈ વસ્તીના પ્રમાણમાં આપી શકવાના છે? માટે આપણી રકમ તો ૧૦ લાખથી ઓછી નહિ જ હોવી જોઇએ. આવી મોટી રકમ અને તે ભેગી કરવા માટે જે ટૂંકો સમય રહ્યો હતો તેનો વિચાર કરતાં બધા ઠંડા જ થઇ ગયા. પણ સરદારે હામ ભીડી અને ૧૦ લાખ નક્કી થયા. પછી એની જીલ્લાવાર ફાળવણીનો વખત આવ્યો; પણ કોઇ પોતાનો આંકડો પાડે નહિ. સુરત જીલ્લો કેટલા કરશે કહી અમારા તરફ બાપુજીએ જોયું. થોડી વાર કોઈ બોલ્યું નહિ એટલે મેં કહ્યું, 'એક લાખ.' બાપુજીને સંતોષ થયો પણ મેં વગર વિચારે બાફી નાખ્યું તે બદલ અમારા કાર્યકર્તાઓ મને ઠપકો આપવા લાગ્યા. બાપુજીએ કહ્યું, 'બલિદાન વિના મુક્તિ નથી અને આ સમય બલિદાનનો આવ્યો છે. કેટલાક માણસ સ્વરાજ્ય માટે પોતાના સર્વસ્વનું બલિદાન આપે તો જ સિદ્ધિ મળે.' આ સાંભળી ક્ષણભર વિચાર કરી દયાળજીભાઇએ આંખમાં આંસુ સાથે પૂછ્યું, 'બાપુજી, મારી પાસે થોડા જીવ છે. તેમાંથી મારો અને બાનો નિર્વાહ કરૂં છું. મારે એ રકમ આપી દેવી સારુ કે એની આવકમાંથી કોઇના ઓશિયાળા થયા વિના આખો વખત દેશનું કામ કરતો રહું એ સારૂં?' બાપુજીએ તરતજ કહ્યુ, 'સારુ તો સર્વસ્વ આપી દેવું એ જ છે. સેવા કરવી અને રોટલા માટે કોઈ પાસે હાથ નહિ ધરવો એમાં અભિમાન રહેલું છે. આખો વખત દેશનું કામ કરનારને દેશ પાસેથી રોટલો લેવાનો હક છે." એ પછી દયાળજીભાઈએ પોતાની ચાર હજાર ઉપરની રકમ કૃષ્ણાર્પણ કરવાનો સંકલ્પ જાહેર કર્યો. જીલ્લાનો આંકડો મેં કહ્યો અને તે પૂરો કરવાની જવાબદારીના ખ્યાલથી દયાળજીભાઇ બાવા બન્યા એટલે મને મારો ધર્મ સ્પષ્ટ સમજાયો અને મેં પણ એમના પગલામાં પગલું મૂકવાનો સંકલ્પ કર્યો. પછી તો સભાનું વાતાવરણ જ બદલાઇ ગયું. અને દરેક જીલ્લાએ પોતપોતાની જવાબદારી ઉપાડી લીધી.

એ પ્રસંગે અબ્બાસ સાહેબે વિચાર્યું એક કરોડનો ફાળો નિમેલી મુદતમાં કરવો એ જેવું તેવું કામ નથી. એ ન થયો તો દેશની લાજ જશે. બીજા ફાળાઓ પેઠે ૫–૨૫ રૂપિયા આમાં ભર્યે નહિ ચાલે. અને બાવા થવાનું તો કોઇકથી જ બની શકે એટલે તેમણે વહેવારુ માર્ગ સૂચવ્યો. તેમણે કહ્યું, 'દરેક માણસે પોતાની મિલકતનો સોમો હિસ્સો એટલે રૂપિએ ૨ પાઇ થાય તેટલું તો કમમાં કમ આ ફાળામાં આપવું જ જોઇએ. એટલો પણ ભોગ ન આપીએ તો આપણને ખરેખર સ્વરાજ્ય જોઇએ છે એમ કેવી રીતે માની શકાય.' એમ કહી તેમણે એ હિસાબે થતા પોતાના ફાળાના ત્રણ હજાર રૂપિયા ભરી દીધા.

## ખેડા જીલ્લામાં

ખેડા જીલ્લાના કાર્યકર્તાઓએ ૯૦ હજારની જવાબદારી સ્વીકારી અને અબ્બાસ સાહેબને પોતાના મુખી તરીકે માગી લીધા ત્યારથી એમની જીંદગીનું નવું પાનું ઉઘડયું. આજ સુધી સુખસાધનથી ભરેલા બંગલામાં સાહેબ લોકની ઢબે રહેવાને ટેવાયલા ને સુંવાળી જીંદગી ગાળનારા અબ્બાસ સાહેબે રોડું રવડે તેમ ગામડામાં રખડવા માંડયું. સૂકોપાકો રોટલો અને જાડા ચોખા અને દાળ આનંદથી ખાવા માંડયાં.. ફાળો ઉઘરાવતાં, મહાસભાના સભ્યો નોંધાવતાં, વિદેશી કાપડની હોળીઓ કરાવતાં ને માથું આપે પણ પાઘડી ન ઉતારનારા મૂછ પર લિંબુ ઠરાવે એવા ચરોતર પ્રદેશના બાપાઓની પાઘડી ઉતરાવતાં એમણે નથી જોયો દિવસ અને નથી જોઈ રાત. નથી જોયો લૂ વરસતો તાપ કે નથી જોયો ધોધમાર વરસાદ ને નથી જોયાં ઊંઘ કે ઉજાગરા. એમને નવી જુવાની

આવી હતી. તેઓ કહેતા કે 'આ કામ તો મને વસાણા જેવું ગુણ આવ્યું. મારી માંદગી અને આળપંપાળપણું કોણ જાણે ક્યાં નાશી ગયાં તેની ખબરજ ન પડી. આ અસહકાર ન જાગ્યો હોત તો હું ખાટલે પડીને ક્યારનો મરી ગયો હોત. મને ગામડાંમાં ફરતાં અને ત્યાંથી જે જવાબ લોકો તરફથી મળતો તેથી રસના ઘુંટડા પીવાના મળતા. મને એ વખતે કશાની પરવા ન હતી. બસ મારું ઊંટ સાથે હોય એટલે બધું આવી મળ્યું.' અબ્બાસ સાહેબ રવિશંકરભાઇને વિનોદમાં પોતાના 'ઊંટ' તરીકે ઓળખાવે છે; કારણ કે ખેડા જીલ્લાના ગામડાંઓમાં ફરતાં એમનો બધો બોજો લાદવામાં રવિશંકરભાઇનો ઉપયોગ કરેલો.

અબ્બાસ સાહેબ ગામડાંઓમાં ફરતાં જાડું પાતળું લૂખું સૂકું ગમે તેવું ખાવાનું મળે તે આનંદથી સ્વીકારે છે અને અનાજના પાલાં કે કોઠીઓ વાળા ખંડમાં રહેવાનું પણ ચલાવી લે છે, પણ એક વાત લઈ ચલાવતા નથી અને તે અસ્વચ્છતા. પીવા માટે પાણીનો પ્યાલો તેમાં હાથની આંગળીઓ બોળાય એવી રીતે પકડીને કોઇ લાવે તેની તેમને ખૂબ ચીડ છે.

વડોદરા રાજ્યની હાઇકોર્ટના એક વખતના ન્યાયાધીશ સાહેબ પગથી માથા સુધી જાડી પણ બગલાની પાંખ જેવી સફેદ ખાદીનો પોષાક પહેરી પોતાની રૂપેરી ભવ્ય દાઢી સાથે આ ઉમ્મરે સ્વરાજ્યને અર્થે ધૂળઢેફાંમાં ઠગલાઇને પોતાને ત્યાં ભિક્ષા માગવા આવ્યા છે, એ જોતાં જ લોકોના હૃદય છલકાઈ ઉઠતાં અને જે કામ ઢગલાબંધ કોરા :છટાદાર ભાષણથી વર્ષોને અંતે ન થાય તે એમની બાળક જેવી ભાંગીતૂટી ને કાલી લાગતી ગુજરાતી વાણીની વાતોથી ક્ષણમાં ઉકલી જતું. બહેનોએ એમની આગળ પડદો મૂકી દીધો, બાપલિઆઓએ માથાથી વહાલી પાઘડી ઉતારી ઉતારીને ફેંકી દીધી. નાણાંની કોથળીનાં મોઢાં આપો આપ ખુલી ગયાં અને નેવુ હજારને બદલે એક લાખ પંદર હજારનો ફાળો ખેડાએ આપ્યો.

# વિદેશી કાપડનો બહિષ્કાર

આજ અરસામાં ગામે ગામ તેઓ વિદેશી કાપડની હોળી કરાવવા પણ ફર્યા હતા. પણ લોકોને તેમ કરવાનું કહેતાં પહેલાં એમણે પોતાના અમામા (માથાની પાઘડી), ઝબ્ભાઓ અને બીજા તમામ કપડાંની વડોદરામાં સરઘસમાં કાઢી હોળી કરેલી. એ કપડાંમાં એક અંગરખો અને એક ઝબ્બો એમની માતા હુમીદા બેગમની યાદગીરીનો હતો. તેમણે પોતે એના ઉપર દિવસોની મહેનત કરી સુંદર ભરત કામ કરેલું હતું. એ બે કપડાંને યાદગીરી તરીકે સાચવી રાખતા એમનાં પત્નીએ એમને સમજાવવા માંડયા, પણ એમણે જવાબ આપ્યો કે 'જ્યારે એ વિદેશી કપડાંને હું નાપાક સમજું છું ત્યારે એને કેવી રીતે રાખી શકું ? અને જે મારે મન નાપાક છે તે બીજાને પણ કેમ આપી શકાય' ? એમ કહી તેની પણ હોળી કરેલી.

આ હોળી કર્યા પછી એમણે પોતાનો ખાદીના લેબાસનો ફોટો મહારાજા સાહેબને મોકલી આપ્યો અને લખ્યું કે મેં તો હવે કાયમને માટે આ કપડાં સ્વીકાર્યાં છે અને જૂના બધા પોષાક બાળી મૂક્યા છે. દરબારી પોષાક પણ તેમાં આવી ગયા. એટલે હવે તો હું કાયમને માટે દરબારમાં આવી શકીશ નહિ. પણ રસ્તામાં ચાર આંખ મળે તો જૂનો પ્રેમ યાદ રાખવા કૃપા કરજો.

મહારાજા સાહેબે એમનો એ ફોટો સંઘરી રાખ્યો અને જે કોઈ મળવા આવે તેમને બતાવતા કે જુઓ, આ અમારી હાઇકોર્ટના ન્યાયાધીશ સાહેબ ! અબ્બાસ સાહેબે દરબારી પોષાક છોડયો તે છતાં મહારાજા સાહેબનો એમના ઉપરના પ્રેમમાં ફેર પડયો નથી અને વખતો વખત એમને મળવા બોલાવીને જૂની દોસ્તી તાજી કરતા રહે છે.

ઘેર હોય, ગામડામાં હોય કે જેલમાં હોય પણ આ ઉમ્મરે સુદ્ધાં અબ્બાસ સાહેબ નિયમિત વ્યાયામ કરવાનું ચૂકતા નથી. આજે

૮૦ વર્ષે પણ એમના કુદરતી દાંત સાબૂત છે એની ચાવી એમના આવા નિયમિત જીવનને આભારી છે.

અમલી કામ માટેની અબ્બાસ સાહેબની તમન્ના અજબ છે. એમની ખાસિયત છે કે જે માનતા હોય તે જ બોલવું અને બોલવા પ્રમાણે જ કરી બતાવવું. એ માટે આવા મોટા નેતા હોવા છતાં નાનામાં નાના સ્વયંસેવકનું કામ કરતાં પણ એઓ શરમાતા નથી. અસહકારના કાર્યક્રમમાં સરકારી શાળાઓનો બહિષ્કાર પણ સમાચલો હતો એ આંદોલન વખતે એમણે જે નમ્રતા બતાવી હતી તે એમની ખરી મહત્તા અને સિપાઇગિરીના જુસ્સાને પ્રકટ કરે છે. નડિયાદમાં ખેડા જીલ્લાના કલેક્ટરે નિશાળના દરવાજા પાસે રસ્તામાં કોઇએ ઉભા રહેવું નહિ, નિશાળીઆ આવતા જતા હોય તેમની જોડે વાત કરી તેમને અટકાવવાનો પ્રયત્ન કરવો નહિ, એવું ફરમાન બહાર પાડ્યું હતું. હવે શું થાય છે તે જાણવા આખું શહેર ઉત્સુક બન્યું હતું. સહુની અજાયબી વચ્ચે 'હાઇકોર્ટના એ બુઝુર્ગ માજી ન્યાયાધીશ ગળામાં એક પાટિયું લટકાવી રસ્તા ઉપર પોતાના સાથીઓની પલટણ સાથે નીકળી પડેલા દેખાયા. પાટિયા ઉપર લખ્યું હતું, 'સરકારી નિશાળમાં જવું મહા પાપ છે.' અબ્બાસ સાહેબના આ જાતના પિકેટિંગની અદ્ભુત અસર થઇ અને શાળાઓ મોટે ભાગે ખાલી થઇ ગઇ.

બીજે દિવસે ઠાકોરોની હોસ્ટેલ પાસે આ રીતના પિકેટિંગ માટે એઓ ગયા. કલેક્ટર અને પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ એમને જોતાં જ એમના તરફ ધસી આવ્યા. કલેક્ટરે એમને પૂછ્યું :

Mr. Tyebji, what are you doing here?
'મિ. તૈયબજી, તમે અહીં શું કરો છો?'.

અબ્બાસ સાહેબે પોતાના પાટિયા ઉપર આંગળી મૂકીને કહ્યું, 'I am advertising my ware.' 'મારા માલની જાહેરાત કરું છું.' એ સાંભળી કલેક્ટર હસી પડ્યા અને પિકેટિંગની આ નવી

રીત પોતાના ફરમાનમાં ન સમાતી જોઇ પાછા ફર્યા. આ જ પ્રમાણે નડિયાદ, બોરસદ અને અમદાવાદ વગેરે ગુજરાતનાં ઘણે સ્થળે વિદેશી કાપડની દુકાન ઉપર ચોકી કરીને પોતાની સિપાહીગીરી અને દેશ-ભક્તિનો એમણે પુરાવો આપેલો.

અમદાવાદની અપૂર્વ મહાસભાના સ્વાગતમંડળના એઓ ઉપ-પ્રમુખ નિમાયા હતા. વરસોથી ખેડા જીલ્લા સમિતિનું પ્રમુખપદ શોભાવતા આવ્યા છે અને ગુજરાતના પ્રતિનિધિ તરીકે મહાસભા-સમિતિમાં ચુંટાતા આવ્યા છે. '૨૧ માં સવિનયભંગની તૈયારી માટે બારડોલી અને આણંદ વચ્ચે હરિફાઇ ચાલતી હતી. આણંદને તૈયાર કરવામાં અબ્બાસ સાહેબે અને પાછળથી દરબાર સાહેબે અમૂલ્ય ફાળો આપેલો.

સવિનય ભંગ ચૌરીચૌરાના પ્રકરણથી બંધ રહ્યો અને મહાત્માજી ગિરફ્તાર થઇ ગયા, તોપણ એમણે જે રચનાત્મક કાર્યક્રમનો આદેશ આપ્યો હતો તેને અબ્બાસ સાહેબ વફાદારીથી વળગી રહ્યા. ગયાની મહા-સભામાં ધારાસભાઓ કબજે કરવાનો ઠરાવ પસાર કરાવવાનો પ્રયત્ન દેશબંધુ, પંડિત મોતીલાલજી અને વિઠ્ઠલભાઇ જેવા મહારથીઓએ કરેલો, અને તે વખતની શિથિલતાથી ઘણાનાં ગાત્ર ગળી ગયેલાં ત્યારે પણ અબ્બાસસાહેબની નિષ્ઠા કાયમ રહેલી અને તેમણે નાફેર-વાદી પક્ષમાં પોતાનું વજન મૂકેલું.

એ પછી એમણે વિદેશી બહિષ્કાર અને ખાદીની ફેરી માટે ગુજરાત કાઠિયાવાડનાં ગામડે ગામડે અને શહેરે શહેર પર્યટન કરેલાં. પોતાના અસાધારણ દરજ્જાથી અને લાંબી નિર્મળ તપશ્ચર્યાથી એઓ રાજારાણીઓના મહેલમાં જઇને ખાદી વેચી આવતા અને આમ લોકોને પણ ગ્રાહક બનાવતા. એ અરસામાં કાઠિઆવાડ રાજકીય પરિષદની વઢવાણની બેઠકનું પ્રમુખ પદ એમણે સ્વીકારી તેને સફ-લતાથી પાર ઉતારેલી.

## કોમની સેવા

આ બધાં દેશકામોમાં પોતાની કોમને અબ્બાસ સાહેબ ભૂલ્યા નથી. વડોદરાની 'અન્જુમને ઇસ્લામ'ના બહુ વર્ષ સુધી એઓ પ્રમુખ રહ્યા અને તેના તરફથી લગભગ દોઢ લાખનો ફાળો ભેગો કરી જીર્ણ થઈ ગયેલી 'જુમ્મા મસ્જિદ'ને એમણે ભવ્ય રોનકદાર મકાનમાં ફેરવી નાખી. એ કામમાં મહારાજા સાહેબ પાસેથી એમણે ૫૫ હજાર રૂપિયા મેળવ્યા હતા. અને તે ખુલ્લી મૂકવાની ક્રિયા મહારાજા સાહેબના હાથે જ થયેલી. પોતાની જમાતનાં બાળકો માટે વડોદરામાં એમણે એક 'બોર્ડિંગ સ્કૂલ' બંધાવી છે અને ૧૦–૧૨ વર્ષથી તે સંસ્થાના પ્રમુખ એઓ જ છે. વળી મુસલમાન માત્રનાં બાળકો માટે એમના પ્રયત્નથી બીજી એક નિશાળ વડોદરામાં નાગરવાડામાં કાઢવામાં આવી છે. એ સંસ્થા માટે એઓ એકવાર રંગૂન જઇને ફાળો ઉઘરાવી લાવ્યા હતા. વળી મુંબઈમાં 'સરમાયયે જમાઅતે સુલેમાની' નામની એક બોર્ડિંગ સ્કૂલ એમના દાદાએ લગભગ પોતાના જ કુટુંબમાંથી ૨૫ હજાર રૂપિયા કાઢીને શરૂ કરેલી તેના પ્રમુખ તરીકે પણ અબ્બાસ સાહેબ જ કામ કરે છે. આમ મુસલમાન કોમની સેવાની સાથે જ દેશની અનન્ય ભાવથી સેવા કરી શકાય છે એનો દાખલો બેસાડવા માટે આપણે એમના ઋણી રહીશું.

## રેલસંકટ

'૨૭માં ગુજરાત ઉપર રેલનું સંકટ ફરી વળ્યું અને ૪ દિવસ સુધી વડોદરાનો ઘણો ભાગ પાણીમાં ડૂબેલો રહ્યો. એ વખતે કાંપમાં ઘણા ગરીબ લોકો ઘરબાર અને સાધન વિનાનાં થઈ પડ્યાં. તેમને મદદ કરવાનાં પગલાં લેવા રેસિડેન્ટ સાહેબે અબ્બાસ સાહેબ અને એમના સાથીઓને બોલાવી મસલત કરી અને એક ફંડ

ઉઘાડયું. તેમાં તરત જ પાંત્રીસેક હજાર રૂપિયા જમા થયા હતા. એમાંથી ભંગીઓને તદ્દન મફત નવી ચાલી બંધાવી આપવામાં આવી અને કમાટીપુરાના લોકોને માટે અમુક હપ્તો મુકરર વખતે ભરે તેવી રીતે ચાલ બંધાવી આપેલી. આ કામ માટે નીમાયલી સમિતિમાં અબ્બાસ સાહેબ પ્રમુખ હતા. આ ઉપરાંત શહેરમાં નાગરવાડા વગેરે વિભાગના સંકટગ્રસ્ત મુસલમાનોને મુંબઇથી એમના ઉપર આવેલી રકમમાંથી યોગ્ય મદદ કરી હતી. એ સંકટ વખતે ૪ દિવસ સુધી એમનું મકાન પણ પાણીમાં ઊભેલું રહ્યું હતું. નીચેના ભાગમાં બધે પાણી પેસી ગયેલાં અને આસપાસનાં લોકોએ અને એમના કુટુંબે ઘરના મજલા ઉપર આશ્રય લીધો હતો. સીધાસામાનનો તો ખુરદો થઈ ગયેલો એટલે જેમ તેમ કરીને સગડી ઉપર માત્ર દાળ ચાવલ પકાવી શકાયાં. અબ્બાસ સાહેબ કહે છે કે 'પણ દાળ ચાવલ એટલાં વહાલાં કોઈ દિવસ લાગેલાં નહિ.'

જરા પાણી ઊતર્યું એટલે સાહેબની શી દશા થઈ હશે તેની ભાળ કાઢવા રવિશંકરભાઇ નદીનાળાં તરીને જીવના જોખમે આવ્યા. અને સહુને સલામત જોયાં ત્યારે એમના આનંદનો પાર રહ્યો નહિ. રેલ્વે વહેવાર તો તૂટી ગયો હતો એટલે સરદાર વલ્લભભાઇની ચિંતા દૂર કરવા આ સમાચાર આપવા તેઓ પાછા ચાલતા અમદાવાદ ગયેલા.

## બારડોલીમાં

રેલસંકટનું કામ પત્યું કે તરતજ '૨૮ માં બારડોલીના અન્યાયી મહેસૂલવધારા સામે વલ્લભભાઇએ પડકાર કર્યો. અહીં આવવા સરદારનો વિનંતિનો કાગળ મળતાં જ તેને હુકમ માની અબ્બાસ સાહેબ બારડોલી આવી પહોંચ્યા, અને છેક પૂર્ણાહુતિ સુધી ત્યાં રહ્યા. બારડોલી, વાલોડ વગેરે સ્થળોના મુસલમાન ભાઇઓને

વખતોવખત મળી તેમને તાલુકાની સાથે રહેવા માટે એમણે અને સ્વ. ઈમામસાહેબે સમજાવ્યા હતા. એ ઉપરાંત તાલુકાનાં ગામેગામ એટલું જ નહિ પણ આસપાસના ગાયકવાડી પ્રદેશમાં ને રાનીપરજ વિભાગમાં પણ કોઈ જપ્તીનો માલ ન રાખે તે માટે પ્રચારકાર્ય કરવા એઓ ખૂબ ફરેલા. મઢી છાવણીના વડા તરીકે એમણે પોતાના ગાળાનાં ગામોને સરસ રીતે સંભાળેલાં. એમની સૈનિકો પ્રત્યેની મમતાનો તે વખતનો એક જ પ્રસંગ ટાંકીશ.

સાહેબના સવારના નાસ્તા માટે સુરતની બેકરીનાં બિસ્કીટ અમે મોકલતા રહેતા, પણ કેટલાક દિવસ પછી એમની જાણમાં આવ્યું કે બધા સૈનિકો તો રોટલો અથવા ભાખરીનો નાસ્તો કરે છે. એટલે તેમણે પૂછ્યું કે બધા બિસ્કીટ કેમ નથી લેતા. એમને કહેવામાં આવ્યું કે અમે લોકો કંઈ ઘર આગળ બિસ્કીટ લેતા નથી. અમે તો ભાખરી કે રોટલાથી ટેવાયલા છીએ. પણ ભાખરી બે આને અને બિસ્કીટ બાર આને શેર મળે છે એથી જ સહુ સૈનિકો માટે તે નથી વપરાતાં એ વાત સાહેબથી અજાણી ન રહી શકી. બારડોલીમાં તેઓ પોતાને સરદારના એક સિપાહી તરીકે જ ઓળખાવતા અને સિપાહી સિપાહી વચ્ચે ભેદ કેમ હોઈ શકે? આથી તરત એમણે બિસ્કીટ લેવાનું બંધ કરી દીધું હતું અને સૈનિકોની કતારમાં ભળેલા.

## રાનીપરજની વહારે

આ અરસામાં એમને સુરત વિભાગની રાનીપરજનો વિશેષ પરિચય થયો. એમનાં ગામડાં અને ઝૂંપડાં એમણે જોયાં. એમની હૃદયદ્રાવક કંગાલિયત, અજ્ઞાનતા, નસાખોરી અને શાહુકાર, પીઠાં-વાળા તથા સરકારી માણસો તરફથી થતું તેમનું શોષણ જોઈને એમને બહુ દુઃખ થયેલું. આમાંથી છૂટવાનો એ લોકોને પેગામ

પહોંચાડવા એમણે રાનીપ્રદેશમાં એક ખાસ પ્રવાસ ગોઠવ્યો હતો. અને વ્યારાથી તે ઠેઠ ઉનાઈ સુધીના આખા પ્રદેશમાં પૈંઆની પેઠે ખંડાતા કુટાતા બળદગાડામાં ફરેલા. એ કચરાયલી અવાચક પ્રજાની બાંય પકડવા જતાં એમને ત્યાં ઘાસનામાંડવામાં ઊતરવામાં ને એમની ભડકી પીવામાં એમનો હમદર્દીભર્યો આત્મા એક પ્રકારનો આનંદ અનુભવતો. આંબિયા નામના એક ગામમાં આ પ્રસંગે એઓ ગયેલા. ત્યાંના નારણજી પટેલ નામના એક રાનીપરજ ભાઇની તેજસ્વિતા જોઇને એમને ખૂબ ઉલ્લાસ થયેલો અને કહેલું કે જો મહાત્માજીની શિખામણ પ્રમાણે ચાલી તમે દારૂતાડી છોડશો, ને રેંટિયો રાખી ખાદી પહેરતા થઈ જશો તો એક દિવસ આખી રાનીપરજ કોમ આ નારણજીભાઇ જેવી તેજસ્વી બની જવાની છે. આજે પણ સાહેબ એ નારણજીભાઈને ભૂલ્યા નથી અને જ્યારે મળવાનું થાય ત્યારે પહેલી ખબર એ રાનીપરજના પ્રતિનિધિની પૂછે છે.

## ધરાસણાના સેનાપતિ

બારડોલી પછી આખા દેશમાં ભારે જાગ્રતિ આવી ગઈ. ગાંધીજીની રીતે આ સરકાર સામે સફળતાથી લડી શકાય છે એની પ્રતીતિ થતાં લોકોની સ્વરાજ્ય માટેની ભૂખ એકદમ સતેજ થઈ. નિર્મિત સમયમાં તે ભૂખ ન સંતોષાવાથી લડત આપવાનો નિર્ધાર થયો અને ગાંધીજીએ પોતાના ૮૦ આશ્રમવાસીઓ સાથે સ્વરાજ્ય-સિદ્ધિ વિના પાછા આશ્રમે ન ફરવાના સંકલ્પ સાથે દાંડી કૂચ શરૂ કરી. એ ૮૦ આશ્રમવાસી સૈનિકોમાં એક અબ્બાસ નામનો જુવાન પણ હતો. તેણે છાપાંઓને ભૂલમાં નાંખી દીધા અને મહાત્માજીના સાથી તરીકે અબ્બાસ સાહેબ કૂચમાં સામેલ થાય છે એવું 'ક્રોની-કલ' માં છપાયું. આ વાંચવામાં આવતાં જ અબ્બાસ સાહેબ

વિચારમાં પડી ગયા. 'અરે, બે દિવસ પણ રહ્યા નથી ને મારે સાથ જવાનું છે તો મને કેમ ખબર નહિ આપી? હવે કેવી રીતે બધી જવાબદારીમાંથી પરવારીને વખતસર તૈયારી કરી શકાશે? મહાત્માજી લખ્યા વગર તો રહે જ નહિ. એમણે લખ્યું હશે ને કાગળ ગેર-વલ્લે પડ્યો હોય તો? અથવા તો એમણે લખવા ધાર્યું હોય ને અનેક કામમાં ભૂલી ગયા હશે તો?' આવી અનેક વિચારપરંપરા એમના મગજ ઉપર ફરી વળી. અને તરત જ એક સિપાહી તરીકે એમણે નિર્ણય કરી નાખ્યો. પોતાનાં પત્નીને અને કુટુંબીજનોને બોલાવી બધી સોંપણ લશ્કરી ઝડપે કરી દીધી અને કૂચને આગલે જ દિવસે તેઓ આશ્રમમાં બિસ્તરો બાંધી આવી પહોંચ્યા. એમને વિદાય આપવા એમનાં પત્ની અને પુત્રીઓ પણ આવેલાં. આવીને મહાત્માજીને કહે, 'લો, હું તો આવી પહોંચ્યો. મને સાથે લઈ જવાના હતા તો ભલા ખબર તો આપવી હતી?'

આ સાંભળીને મહાત્માજી હસતા હસતા બોલ્યા, 'પણ તમને કૂચમાં લઈ જવાના છે એમ કોણે કીધું? તમને તો બંદૂકની ગોળી ખાવા માટે રાખ્યા છે.' પછી અબ્બાસ સાહેબે છાપાંની વાત કરી ત્યારે ભાંગરો કેમ વટાયો છે તેની સહુને સમજ પડી. પણ અબ્બાસ સાહેબ કહે, 'હવે હું તો તૈયાર થઈને આવ્યો છું તે પાછો જવાનો નથી. એમાં તો મારી મશ્કરી થાય.' મહાત્માજીએ બહુ બહુ સમજાવ્યા પણ એ એકના બે થયા નહિ. આખરે એવો તોડ કાઢવામાં આવ્યો કે એમણે એક મજલ પાછળ રહેવું અને બાપુજી પકડાઈ જાય એટલે કૂચની સરદારી લેવી. પણ ગાંધીજીને રસ્તામાંથી તો પકડ્યા નહિ, તેઓ ઠેઠ દાંડી પહોંચ્યા અને ત્યાં ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૩૦ ને દિવસે મીઠું પકવ્યું, છતાં એમને પકડ્યા નહિ. એ દરમિયાન ખેડા જિલ્લામાં પણ એ જ દિવસે મીઠું પકાવવાનું શરૂ કરવાનું ઠરેલું એટલે અબ્બાસ સાહેબની માગણી થવાથી એમને ત્યાં જવું પડેલું.

પાછળથી મહાત્માજી દાંડીથી કરાડીમાં છાવણી લઈ ગયા અને ધરાસણાના સરકારી મીઠાના અગરો ઉપર ધાડ લઈ જવાના પોતાના ઇરાદાની વાઇસરોયને ખબર આપી ત્યારે તેમને મે ની ૪થી તારીખે રાત્રે એક વાગે પકડવામાં આવ્યા. પોતાને આ વખતે પકડવામાં આવશે જ એવી ગણતરીથી એમણે તેમ થાય તો પોતા પછી ધાડ લઈ જનારી ટુકડીની સરદારી અબ્બાસ સાહેબ અને તેમના પછી સરોજિનીદેવી લે એમ ઇચ્છેલું. મહાત્માજીની ગિરફતારીની વાત સાંભળતાં જ અબ્બાસ સાહેબ રણક્ષેત્ર ઉપર હાજર થઇ ગયા, અને સરોજિનીદેવીને પણ તેડાવ્યાં. સરકારે કોઇ, પણ ભોગે એ ધાડને અટકાવવાનો નિશ્ચય કર્યો હતો અને તે માટે ઉગ્ર પગલાં લેવાની બધી તૈયારી કરી રાખી હતી તે જોઇને કેટલાક લોકોએ ધાડનો વિચાર પડતો મૂકવાની સલાહ આપી. પણ અબ્બાસ સાહેબે લાઠીના મારાથી માથાં ફૂટે ને ધારાસણાની ધરતી લોહીથી છંટાઈ જાય કે ગોળીબાર થાય ને જાન ખોવા પડે તોપણ સેનાપતિ જે હુકમ આપી ગયા છે તેનું પાલન કરવાનું જ એક સિપાહી તરીકે યોગ્ય માન્યું અને 'યા ખુદા તાકાત દે' ની પ્રાર્થના સાથે ઝુકાવ્યું જ. તેઓ ટુકડી લઇને નીકળ્યા. તેમને અમલદારોએ પાછા ફરવાનો હુકમ આપતાં જવાબ આપ્યો, 'હું તો પાછો નહિ જાઉં, પણ તમારો હુકમ મારી ટુકડીના બધા ભાઇને સંભળાવું છું', જેમને પાછા જવું હોય તે જશે. અબ્બાસ સાહેબે એ હુકમ સંભળાવ્યો પણ કોઈ ત્યાંથી ખસ્યું નહિ એટલે એમને અને એમની આખી ટુકડીને ગિરફતાર કરી જલાલપુર લઈ ગયા. ત્યાં સાહેબને ૬ મહિનાની સજા થઈ અને તેજ રાત્રે સાબરમતી લઈ ગયા. આખી સજા એમણે ત્યાં જ પૂરી કરેલી. ત્યાં એક ગોરો સુપ્રિન્ટેન્ડન્ટ હતો તે બોલવામાં જરા તોછડો હતો. તેની સાથે તેની અસભ્યતા સંબંધમાં સાહેબને વારંવાર કેરી જતી. ૭૮ વર્ષની વય હતી છતાં જેલમાં તેઓ આનંદમાં રહેતા

ને પોતાનો તેજોવધ કદી થવા દીધો નથી. જેલમાંથી બહાર આવ્યા પછી એમની તબિયત ઘણી લથડી ગઈ અને એમને બે મહિના સુધી નાકના ઓપરેશન માટે ઈસ્પિતાલમાં રહેવું પડ્યું હતું. લડતમાં પડવાથી એમનું માસિક ૩૫૦ રૂ. નું પેન્શન બંધ થઈ ગયું હતું તે ગાંધી ઈરવીન સંધિ થતાં પાછું મળી ગયેલું.

આ પછી ૧૯૩૨ ના ઓર્ડિનન્સના અમલના આરંભમાં એમને પાછા પકડવામાં આવ્યા અને ૨ મહિના સુધી 'ડીટેન્યુ' તરીકે સાબરમતીમાં રાખ્યા. ત્યારથી એમનું પેન્શન પાછું બંધ થઈ ગયું છે.

## પ્રજામંડળના પ્રમુખ

વડોદરા રાજ્યની પ્રજાના હકોનું રક્ષણ કરવા, લોકોની દાદ ફરિયાદ સંભળાવવા અને વધારે હકો શ્રીમંત સરકાર પાસેથી મેળવવાના ઉદ્દેશથી 'વડોદરા રાજ્ય પ્રજામંડળ' ૧૦–૧૨ વર્ષથી અસ્તિત્વમાં આવ્યું છે. બ્રિટિશ હિંદમાં જેવું મહાસભાનું સ્થાન છે તેવું વડોદરા રાજ્યમાં આ મંડળનું છે એમ કહી શકાય. તેનું ૧૧ મું અધિવેશન '૩૩ ના ઓકટોબરમાં અમરેલીમાં થયું. તેના પ્રમુખ તરીકે અબ્બાસ સાહેબને ચૂંટવામાં આવ્યા હતા. એ અધિવેશનને એમના વ્યક્તિત્વથી ન ધારેલી સફળતા મળી છે. અબ્બાસ સાહેબ નામના પ્રમુખ થવાનું પસંદ કરતા નથી. એમનો તો જે કામ હાથમાં લીધું તેની પાછળ ખાઈ પીને મંડવાનો સ્વભાવ જ થઈ ગયો છે. એટલે એમણે પ્રજામંડળના કાર્યકર્તાઓને ચેતવણી આપી કે અમુક વખત સુધીમાં જો આ મંડળના ઓછામાં ઓછા દશ હજાર સભાસદ ન થાય તો હું રાજીનામું આપી દઈશ. આવા મોટા રાજ્યની પ્રજાના મંડળના દશ હજાર સભ્ય પણ ન હોય તો એને પ્રજામંડળ કેમ કહી શકાય? આ સિવાય ઠેકાણે ઠેકાણે આશ્રમો

નાખી રચનાત્મક કામ કરવાનો અને તે માટે જોઈતો ફાળો ઉઘરાવવાનો પણ એ અધિવેશનમાં નિર્ધાર થયો છે. અબ્બાસ સાહેબ, વારંવાર પ્રજામંડળની કચેરીમાં જાય છે અને કામ કેટલે આવ્યું તેની ખબર લેતા રહે છે. એના મંત્રી કહે છે કે ૮૦ વર્ષના ડોસાનો કામ માટેનો ઉત્સાહ જોઈને અમારે તો શરમાઈ જવું પડે છે. એમની ધગસથી આજ સુધીમાં ૭ હજાર સભ્યો તો નોંધાઈ ચૂક્યા છે.

અત્યારે પ્રજામંડળના કામ ઉપરાંત એઓ રાજ્યમાં હરિજનની સેવા માટેની જે પ્રવૃત્તિ ચાલે છે તેમાં પણ રસપૂર્વક ભાગ લે છે અને એમની ખાદીની ફેરી તો ખરી જ. '૩૩ માં પણ એમણે અને અમીના બેગમે મળી ૧૫૦૦ રૂ. ની ખાદી અને તેની હુંડી વડોદરામાં ફરીને વેચી છે. સાક્ષાત્ કર્તવ્યપરાયણતાની મૂર્તિસમા આ ડોસા આપણા ગુજરાતના ભૂષણરૂપ છે. અને છતાં નમ્રતા કેટલી? હમણા એમની જયંતિ ઉજવાવાની છે એ બહાર પડ્યા પછી અમે બે ત્રણ મિત્રો એમને મળવા ગયા એટલે પહેલી જ બાત એમણે એ કરી, 'આ તમે બધા શું લઈ બેઠા છો? મારી જયંતી ઉજવવાની કેવી? મેં શું કર્યું છે? જયંતી તો નેતાઓની ઉજવાય. હું કંઈ નેતા થોડો જ છું? મેં લોકોને દોરવાનું કામ કયે દિવસે કર્યું છે? મને તે આવડતું જ નથી. હું તો સિપાહી છું. જે હુકમ મહાત્માજી આપે તે પ્રમાણે ચાલું છું."
આ એમની નમ્રતા અને નિખાલસતા જ એમની જયંતી ઉજવવાની લાયકાત માટે પૂરતી નથી શું?

# કુટુંબવાડીની સુવાસ

પોતાના કુટુંબની ઉન્નતિ જેમનાથી થયેલી તે સાહસવીર તૈયબજી દાદાના અનેક પ્રસંગો રસપૂર્વક કહેતાં અબ્બાસ સાહેબ થાકતા જ નથી. દાદાની લાયકાતની સાથે અબ્બાસ સાહેબ ઉપરનો તેમનો પ્રેમ પણ એમની એ ભક્તિભાવ ભરી અંજલિઓ માટે કારણરૂપ હશે. દાદા પછી કમરૂદ્દીન કાકાને એઓ બીજું સ્થાન આપે છે. કુટુંબમાં વિદ્યાપ્રેમ, સુધારા અને સંસ્કારિતાના પુરસ્કર્તા તરીકે એઓ તેમને માનપૂર્વક સ્મરે છે, અને દેશધર્મને પ્રથમ સમજી કુટુંબને તેની દીક્ષા આપનાર તરીકે હિંદુસ્તાનના રાજકારણમાં આગેવાની ભર્યો ભાગ લેનાર બદ્રુદ્દીનકાકા (અને સસરા)ને તેઓ ગૌરવાંજલિ અર્પે છે. એમના પિતાશ્રી શમ્સુદ્દીન ત્રણ ચાર ચોપડા અંગ્રેજી ભણીને ધંધામાં પડેલા છતાં વાચનનો તેમને ભારે શોખ હતો. ધંધાને અંગે અંગ્રેજો સાથે વહેવાર રહેવાથી તેઓ અંગ્રેજી સારું લખી વાંચી જાણતા. ઈતિહાસના તેઓ રસિયા હતા. એમણે ગીબનની 'ડીકલાઇન એન્ડ ફોલ ઓફ ધ રોમન એમ્પાયર' પૂરી વાંચેલી અને અબ્બાસ સાહેબ કહે છે કે જો કોઇ ખ્રિસ્તી તરફથી ઇસ્લામના સંબંધમાં કંઇ વાંધો ઉઠાવવામાં આવતો તો તેઓ ગીબનમાંથી દાખલા ટાંકી તેમનાં મોં બંધ કરી દેતા.

બેરિસ્ટર થઇને વિલાયતથી આવ્યા પછી એક વર્ષમાં એમનું પ્રથમ લગ્ન કાકા કમરૂદ્દીનનાં દીકરી અસરફઉન્નિસા સાથે થયું હતું. ગાયકવાડ સરકારની નોકરીમાં જોડાયા ત્યારે તેમનાથી એમને બે પુત્ર હતા. શમ્સુદ્દીન અને સુજાઉદ્દીન; અસરફઉન્નિસાબેગમ અમરેલીમાં ખૂબ બિમાર પડયાં અને તેમને લઈને અબ્બાસ સાહેબ સારવાર માટે મુંબઇ આવ્યા, પણ ત્યાં એક મહિનો ગંભીર માંદગી ભોગવી તેઓ અવસાન પામ્યાં. અબ્બાસ સાહેબનો તેમના ઉપર બહુ પ્રેમ હતો એટલે આ આઘાતથી એમની તબિયત છેક લથડી

ગઈ. આ સ્થિતિ ધ્યાનમાં લઈને કાજી શાહબુદ્દીને એમને આશાયશ મળે એવું કામ સોંપેલું. બ્રિટિશ સરકાર સાથે ગાયકવાડ સરકારને એક ગામની હદ બાબાત તકરાર પડેલી. તેની સુનાવણી અલિબાગના કલેકટર મિ. શેફર્ડ પાસે થવાની હતી. તે કામમાં મિ. દેશમુખ જેઓ સુબા હતા તેમને કાયદા સંબંધી મદદ આપવા માટે એમની નિમણૂક થયેલી. આ કેસમાં ચુકાદો મોટે ભાગે ગાયકવાડ સરકારની તરફેણમાં આવેલો. નોકરીનું અજમાયશ દાખલનું એક વર્ષ પૂરૂં થતાં અબ્બાસ સાહેબ રૂપિયા ૫૦૦ ના પગારથી કાયમ થયા અને નવસારીના ડિસ્ટ્રીકટ જજ તરીકે નિમાયા. ત્યાં મેલેરિયામાં સપડાયા ને ૧૫ દિવસ બેભાન રહેતાં એમને મુંબાઈ લઈ જવામાં આવ્યા. અહીં તેઓ બદ્રુદ્દીન કાકાને ત્યાં ઊતર્યા હતા, કારણ કે તે વખતે એમનાં સહુથી મોટાં દીકરી અમીના બીબી સાથે એઓ અદરાઈ ચૂકયા હતા. ઘણા દિવસની ગંભીર માંદગીમાંથી એઓ સાજાસમા ઊઠયા અને બીજીવારનું લગ્ન કરીને પોતાનાં પત્ની સાથે નવસારી આવ્યા. ત્યાંથી વડોદરા ને વર્ષ પછી ૮૩–૮૪ માં પાછા વિસનગર બદલાયા. ત્રણેક વર્ષ ત્યાં રહ્યા પછી ફરીથી વડોદરા આવ્યા અને હાલ એઓ કાંપના જે ઘરમાં રહે છે તેમાં રહેવા લાગ્યા.

અમીના બેગમ ઘણાં કેળવાયલાં, સંસ્કારી અને સુધારક વિચારનાં છે. દેશદાઝ તો એમનામાં પિતાજી પાસેથી વારસામાં જ ઉતરેલી. પત્ની તરીકે એઓ બહુ પ્રેમાળ અને ગૃહિણી તરીકે ઘણાં કાબેલ હોવાથી અબ્બાસ સાહેબનું કુટુંબ જીવન ઘણું સુખમય બન્યું છે. ૧૮૯૪ માં તબિયતને કારણે મહારાજા સાહેબ યૂરોપના પ્રવાસે ગયેલા ત્યારે અબ્બાસ સાહેબ પણ સાથે હતા અને રાણી સાહેબના મહેમાન તરીકે અમીના બેગમ પણ ગયાં હતાં. ડસેમ્બરની આખરે આગબોટ ઉપર ચઢેલાં. તે દિવસે પહેલી વખત એમણે મહારાજા રૂબરૂ પડદો મૂકી દીધો હતો અને રાતના જમણમાં તેમણે ભાગ પણ લીધો હતો. એ પ્રસંગે મહારાજા સાહેબે

એમને ઉદ્દેશીને કહ્યું, 'મિસિસ તૈયબજી, મુસલમાન છોકરાઓની કેળવણી માટે મેં કેવો સારો બંદોબસ્ત કર્યો છે?' એમણે જવાબ આપ્યો 'હા, મહારાજ, એમાં તો કંઇ શક નથી કે છોકરાઓ માટે આપે સારો બંદોબસ્ત કર્યો છે, પણ મુસલમાન છોકરીઓનું શું?'

મહારાજાએ કહ્યું, 'જ્યારે મુસલમાન છોકરાઓ જ આટલો થોડો લાભ લે છે ત્યારે પડદાને લીધે છોકરીઓની તો વાત જ શી કરવી? પણ જો આપ જવાબદારી લેતાં હો તો હું એક નિશાળ માટે હુકમ કરૂં.'

અમીના બેગમે તરતજ સૂચવ્યું કે જો મુગલવાડામાં નિશાળ ખોલવામાં આવે તો ત્યાં પડદાના એટલી હરકત નહિ નડે અને એ શાળાની દેખરેખ અને ખીલવણીની જવાબદારી લેવા હું તૈયાર છું.

તરતજ મહારાજા સાહેબે મિસિસ તૈયબજી વિલાયતથી પાછાં ફરે તે દરમિયાનમાં એવી શાળા માટેની તૈયારી કરી રાખવા દિવાન સાહેબને લખવાનો અભ્યાસ સાહેબને હુકમ આપ્યો. અને તે પ્રમાણે વડોદરા રાજ્યની પહેલી ઉર્દૂ કન્યાશાળા અમીના બેગમની ણાથી સને ૧૮૯૫ માં ઉઘડી. હજી પણ એ શાળા શ્રીમંતની કૃપાથી સારી રીતે ચાલી રહી છે. હિંદુસ્થાનની સ્ત્રીઓ જાતજાતનાં વ્રતપાલન માટે જાણીતી છે. અમીના બેગમે પણ એવું એક વ્રત લીધેલું માલમ પડે છે, અને તે વિદ્યાપ્રચારનું. આ વ્રતનું પાલન વર્ષોથી તેઓ અખંડપણે કરતાં આવ્યાં છે. એમને ત્યાં આપણે ગમે તે દિવસે જઇ ચડીએ અને એમની દિનચર્યા નિહાળીએ તો અમુક વખતે આપણે તેમને નોકરચાકરને ભણાવતાં અચૂક જોઇએ. થોડી વાર પછી નોકરોનાં કે આસપાસનાં છોકરાંઓની તેમણે નિશાળ માંડેલી દેખાશે અને અમુક વખતે ઘરનાં છોકરાંઓને શિક્ષણ આપતાં હશે. રોજ ૧૦-૧૫ માણસને વિદ્યાદાન આપ્યા વિના એમને ચેન જ નહિ પડે. આવી માતાનાં સંતાનો સંસ્કારી, વિદ્યાનુરાગી અને દેશપ્રેમી કેમ ન થાય?

અબ્બાસ સાહેબનું આખું કુટુંબ સાહેબ લોકોની ઢબે રહે છે, છતાં એ કુટુંબની સુજનતા, નમ્રતા અને વિવેકનો પાર નથી. મહેમાનોની આગતાસ્વાગતા કરવામાં તો આખું કુટુંબ પૂરેપૂરા હિંદી ભાવથી ભિંજાયલું એમનું ઘર એટલે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, દેશી અને ગોરા સહુનું મિલનસ્થાન. અબ્બાસ સાહેબ જાણે વડોદરાની જનતાના વિશાળ કુટુંબના વડદાદા હોય એમ એમને ભેટવા દરેક કોમના લોકોને એમને આંગણે નિઃસંકોચપણે ઊતરી આવતા આપણે જોઈ શકીએ છીએ.

મોટું વિશાળ કુટુંબ અને આટલાં બધાં મહેમાનો છતાં ઘરમ ઊગ્યાઆથમ્યાની કશી ખબર અબ્બાસ સાહેબને રાખવાની હોય જ નહિ. એ પ્રતાપ તે અમીના બેગમની કાબેલિયતનો.

અબ્બાસ સાહેબને પહેલી પત્નીથી બે દીકરા શમ્સુદ્દીન અને અને સુજાઉદ્દીન થયેલા તે ઉપર આવી ગયું. એ બન્નેએ વિલાયત-ની કેળવણી લીધી હતી. શમ્સુદ્દીન સોલિસીટર થયેલા અને સુજા-ઉદ્દીન નિઝામ સરકારના રેવન્યુ ખાતામાં જોડાયેલા. શમ્સુદ્દીન ૧૯૨૬ માં એમની સાથે નિઝામ રાજ્યમાં વાઘના શિકારે ગયા હતા અને ત્યાં કમનસીબે વાઘના હુમલાથી એમનું મૃત્યુ થયેલું. આ ઉંમ્ર એમના જેવા કુટુમ્બવત્સલ પિતાને માટે આ કારી ઘા હતો. સ્વર્ગસ્થના એક દીકરા મુખલિસ મુંબઇમાં એન્જિનિયર છે અને બીજી દીકરી હમીદા-બહેને દેશપ્રેમથી રંગાયલાં હોઈ આઝાદી જંગમાં ઝુકાવ્યું છે. ૧૯૩૦ માં દીનભગિની મીઠુબ્હેન પિટીટના 'સ્ત્રી સ્વરાજ્ય સંઘ' ની છાવણીમાં ભરતી થઈ એમણે સુરત જીલ્લામાં દારૂતાડીની દુકાનો ઉપર અને ધારાસભાની ચૂંટણી પ્રસંગે બહુ પ્રભાવશાળી પિકેટિંગ કરેલું. અબ્બાસ સાહેબની એ નાની પૌત્રી એટલી તો તેજસ્વી છે કે જે છાવણીમાં એ રહેતી ત્યાંના વાતાવરણને જીવંત કરી મૂકતી. '૩૨ બેસતાંજ ઓર્ડિનન્સ અમલનો

આકરો હથોડો સુરત જીલ્લા ઉપર ઠોકાયો અને આ અણધાર્યા સખત હુમલાથી લોકો મૂઢ બની ગયા હતા ત્યારે આ ક્રાંતિકારી છોકરીએ એની એક બહેનપણી રોહિણી સાથે શહેરને ખળભળાવી મૂકેલું. એ માટે એને ચારેક મહિનાની જેલ મળી હતી.

અમીના બેગમથી અબ્બાસ સાહેબને ત્રણ દીકરી અને એક દીકરો થયાં છે. શરીફા, રૈહાના, સોહેલા અને સલાહુદ્દીન.

શરીફા બહેન હિંદુસ્તાનના જાહેર જીવનમાં ઓતપ્રોત થયેલાં છે. 'ઓલ ઇન્ડિયા વમેન્સ એસોસિએશન' નામના એક પ્રતિષ્ઠિત અને પ્રસિદ્ધ મંડળનાં એઓ મંત્રી છે. સ્વરાજ બંધારણમાં સ્ત્રીઓને સમાન હક્ક મળવા જોઇએ, અને કોમવાર અલગ મતાધિકાર રાષ્ટ્રહિતવિઘાતક છે એવું એઓ માને છે. પોતાની સંસ્થા તરફથી 'ગોળમેજી' વખતે મતપ્રચાર કરવા એઓ વિલાયત ગયાં હતાં અને ત્યાં સુંદર કામ કરેલું. એમનું લગ્ન સતારાના હાલના કલેકટર મિ. હામિદઅલી સાથે થયું છે. એટલે જાહેર જીવનમાં મિસિસ હામીદઅલી નામથી એઓ પ્રસિદ્ધ છે. પ્રસૂતિગ્રહ ( મેટરનિટી હોમ ) અને કેળવણીપ્રચાર એ એમનાં પ્રિય સેવાક્ષેત્ર છે. જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં નવી શાળાઓ અને પ્રસૂતિગૃહ કઢાવે છે.

રૈહાના અને સોહેલા બહેનનો પહેલો પરિચય જાહેરને અમદાવાદની '૨૧ મી કૉંગ્રેસ' માં થયેલો. રૈહાના બહેનના રચેલાં બે રાષ્ટ્રગીત* એ બહેનોએ સુમધુર કંઠથી ગાઈને આખા મંડપને મંત્રમુગ્ધ કરેલો. સોહેલા બહેનનું લગ્ન અલિગઢ કૉલેજના પ્રો. મહમદ હબીબ સાથે થયું છે.

અબ્બાસ સાહેબના ત્રીજા દીકરા સલાહુદ્દીન રંગૂનમાં વેપાર કરે છે પણ ત્યાંના સામાજિક અને રાજકીય જીવનમાં આગેવાની ભર્યો ભાગ લે છે. બર્માની ધારાસભાના એઓ ચુંટાયલ પ્રતિનિધિ છે, મજૂરોના આગેવાન ગણાય છે અને બર્મા તરફથી હમણા ગોળ-

* એ બન્ને ગીત ૮૬મા પૃષ્ઠ પર આપ્યાં છે.

મેજીમાં ગયા છે. આમ આ કુટુંબના માણસો પોતાના ગૌરવવંતા કુળને શોભે એવો ફાળો દેશના સામાજિક અને રાજકીય જીવનમાં આપી રહ્યા છે.

પણ હિંદુસ્તાન તો અધ્યાત્મભૂમિ છે. તૈયબજી કુટુંબમાંથી એ દિશામાં અસાધારણ વ્યક્તિત્વ ધરાવે એવો ફાળો ન મળવા માટે એ કુટુંબની એક બહેનને અફસોસ રહે છે. એ વ્યકિત તે રૈહાના બહેન.

એમની નિર્મળ આધ્યાત્મિક જીવનસુવાસથી અબ્બાસ સાહેબનું ઘર સુગંધિત થઇ રહ્યું છે, અને યોગ્ય વખતે એ સુવાસ આખા દેશને પ્રફુલ્લિત કરશે. જન્મથી જ એમનું વલણ અધ્યાત્મ તરફ હતું. એક દક્ષિણી શિક્ષક એમને ગણિત શીખવવા આવતા. તે પરમ ભક્તજન હતા. એમના સહવાસથી રૈહાના બહેનના સૂફી જીગરનો બહુ વિકાસ થયો. શ્રીકૃષ્ણના આધ્યાત્મિક જીવને એમને ખૂબ આકર્ષ્યાં છે, હિંદુ ધર્મની ફિલસૂફીનો એમણે સારો અભ્યાસ કર્યો છે અને ગોપીઓની પ્રેમભક્તિમાં તેઓ તલ્લીન થઈ જાય છે. એમણે ૫૦–૬૦ ભક્તિરસ ભર્યાં હૃદયંગમ ભજનો હિંદુસ્તાનીમાં રચ્યાં છે. અબ્બાસ સાહેબના બગીચામાં અને ઘરમાં સ્વરચિત અને મીરાં, કબીર વગેરે પ્રસિદ્ધ સંતોનાં ભજનો ખુલ્લા મધુર સ્વરે મુક્ત પંખીડાની પેઠે એ બહેન આલાપતાં ફરે છે તેના ભણકાર સાંભળતાં ધન્યતા અનુભવાય છે. એમણે બ્રહ્મચારિણી રહેવાના કોડ સેવ્યા છે અને તેને અનુરૂપ સાદું ભક્તજનનું જીવન ગાળી રહ્યાં છે. એમનું હૃદય એમણે અંગ્રેજીમાં રચેલા અપ્રસિદ્ધ 'Heart of a Gopi' નામના એક નાનકડા કાવ્યગ્રંથમાં ઢાલવ્યું છે.

હમણાં જ હું એમને ત્યાં મહેમાન હતો. ગાંધીપ્રેમી બે સ્વીસ બ્હેનો પણ એમને ત્યાં ઊતરેલી હતી. આશ્રમની સાયંપ્રાર્થનાના શ્લોકનું થોડા જ વખત પહેલાં ગુંજન સંભળાયેલું તે પરથી ભોજનના

ટેબલ ઉપર જુદાજુદા ધર્મોની પ્રાર્થનાની ચર્ચા નીકળી. રૈહાના બહેન બોલ્યાં,

**न त्वहम् कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।**
**कामये दुःखतप्तानाम् प्राणिनाम् आर्तिनाशनम् ॥**

આ પ્રાર્થનામાં જે ઉન્નત અને વિશ્વકલ્યાણની ભાવના રહેલી છે તેવી મને દુનિયાની બીજી કોઈ પણ પ્રાર્થનામાં રહેલી જણાતી નથી. એ ભાવના અપૂર્વ અને અદ્વિતીય છે.

અબ્બાસ સાહેબે તરતજ કુરાને શરીફમાંથી એને મળતી એક આયાત સંભળાવી. પિતાપુત્રી વચ્ચે આવા સંવાદો અનેક પ્રસંગે થતા રહે છે; અને એ વખતે જે મધુરતા, સહિષ્ણુતા અને એક બીજા માટે આદર અને પ્રેમ તેઓ ધરાવે છે તેનો થોડો અંશ પણ આપણે શીખી શકીએ તો ધર્મને નામે આ દુર્ભાગી દેશમાં હિંદુ-મુસલમાનના જે ઝગડા થાય છે તેનું નામ નિશાન ન રહે. પિતાપુત્રીની વાત બાજુએ મૂકીએ તોપણ રવિશંકર જેવા આદર્શ બ્રાહ્મણ, મહાત્માજી જેવા આદર્શ હિંદુ અને અબ્બાસ સાહેબ જેવા ચુસ્ત મુસલમાન હૃદયગ્રંથીથી સંકળાઇને જે આત્મીયતા અનુભવે છે તે ઉપરથી હિંદુમુસ્લિમ એકતાના ઉપાસકોની શ્રદ્ધા આવા વિષમ સમયમાં પણ સતેજ રહે છે.

'પ્રભુ આવા ડોસાને સો વર્ષ જીવતો રાખે' એવી જગતશ્રેષ્ઠ પુરુષની પ્રાર્થના સાથે આપણે વીરમીશું!

આમીન!

# બુર્ર્ર્ર્

૧૯૨૨ની સાલનો પ્રસંગ છે. સરકારે ગાંધીજીને પકડી સાબરમતીની જેલમાં કાચા કેદી તરીકે મૂક્યા છે. ઘણા લોકો એમને મળવા જાય છે. અમે જ્યારે જેલનું બારણું વટાવી અંદર ગયા તે જ વખતે ધોળી દાઢી અને ધોળી ટોપીથી શોભતી એક ઠીંગણી અને સંસ્કારી મૂર્તિ અમારી આગળ આગળ ચાલતી હતી. ફાંસી ખોલી તરીકે ઓળખાતા વિભાગમાં ગાંધીજીને રાખ્યા હતા; ત્યાં અમે ગયા. અબ્બાસ સાહેબને આવતા જોતાંવેંત ગાંધીજી ઓટલા ઉપરથી નીચે ઊતરી આવ્યા. ગાંધીજીએ પોતાનો ડાબો હાથ ડોસાની પીઠ તરફ લંબાવી જમણે હાથે તેમની દાઢી પકડી અને બોલ્યા. "બુર્ર્ર્ર્"

અબ્બાસ સાહેબ પણ ગાંધીજીને ભેટી પડી બોલ્યા, "બુર્રર્ર્". બન્ને જણા વિલાયતમાં હતા ત્યારે અબ્બાસ સાહેબે એક રમુજી વાર્તા ગાંધીજીને કરી હતી. એમાં 'બુર્ર્ર્ર્'નો ઉલ્લેખ આવતો હતો. બન્ને જણા હસી પડયા. અમે જોયું કે બન્નેનાં મોઢાં ઉપરથી ઘડપણ ખસી ગયું હતું અને બન્ને સાચેસાચા બાળક બન્યા હતા. મોટા માણસના માથા પરનો ઉંમરનો અને ગંભીરતાનો ભાર ઊતરી ગયેલો જોવાની તક મળવી એ જીવનનું મોટું ભાગ્ય છે. અમે અનિમિષ લોચને એ દેવતાઈ પ્રસંગ જોતા જ રહ્યા.

એ 'બુર્ર્ર્ર્'નો અર્થ શો? વાર્તામાં એનો ગમે તે અર્થ હોય. એ વાર્તા મેં બેવાર સાંભળી છે અને બેવાર ભૂલી ગયો છું, પણ મારે મન

'શુ ર્ ર્ ર્ ર્'નો જે અર્થ થતો હતો તે તો હૃદય ઉપર કોતરાઈ રહ્યો. મહાયુદ્ધની વફાદારીને અંતે પ્રજાને એ કાળા કાયદાની ભેટ મળી. એની સામે પોકાર કરવા જતાં નિરપરાધી લોકોને ગોળીઓ ખાવી પડી, એનો ઇન્સાફ માગવા જતાં તમાચો મળ્યો અને પ્રજા સમસમી ઊઠી. એ વખતે મહાસભા તરફથી પંજાબના અત્યાચારોની તપાસ થઈ પ્રજા પરના ત્રાસનું પ્રત્યક્ષ દર્શન થયું. સળગી ઊઠેલાં હૈયાંઓને શાંત કરતાં ગાંધીજીએ કહ્યું, "આપણે અહિંસાને વરેલા છીએ, આપણે જીવલેણ શત્રુને પણ સજા થાય એમ નહિ ઇચ્છીએ. આપણે વેર શમાવવા માગીએ છીએ, નહિ કે બદલો લેવા." તે વખતે પ્રજાને ગળે આજના જેટલી પણ અહિંસા ઊતરી ન હતી. ગાંધીજીએ પોતાની બધી શક્તિ અને બધી કળા વાપરી સાથીઓને સમજાવ્યા, "આપણે ઇન્સાફ માગીએ છીએ એટલે પ્રતિપક્ષી પ્રત્યે વધારેમાં વધારે ઉદાર થઈએ. પણ જે કંઈ ઓછામાં ઓછું માગીએ તે મેળવવા માટે પ્રાણ પાથરવા પણ તૈયાર થઈ જઈએ. પ્રજા જો પોતાનો સંકલ્પ સિદ્ધ કરી શકે તો એમાં જ સ્વરાજ્ય છે. સત્તા લોકમતને માન આપે એ જ સ્વરાજ્ય છે. સત્તા આગળ લોકમતની છાપ પાડવાના પ્રયત્નમાં એકે પગલું બાકી રાખવાનું નથી."

અમૃતસરના અત્યાચારોની તપાસ કરવા મહાસભાએ જે મહાન દેશભક્તોની સમિતિ નીમી હતી એ સમિતિએ જ્યારે પોતાના રિપોર્ટ ઉપર સહી કરી ત્યારે એ સહી સાથે દરેક જણે દેશના નિર્દોષ લોહીની સાક્ષી રાખી દેશના અજાતશત્રુ મહાત્માને ગોર બનાવી દીક્ષા લીધી કે જ્યાં સુધી અમૃતસર જેવા અત્યાચારો અશક્ય નહિ કરી મૂકીએ, જ્યાંસુધી દેશના આબાલવૃદ્ધોનાં મન અને આબરુ સુરક્ષિત નહિ કરી મૂકીએ ત્યાં સુધી આપણને આરામ નથી. એ રિપોર્ટ સાથે જેમનાં નામો જોડાયાં છે તેમણે દરેકે એ દીક્ષાનું પાલન કઈ કઈ રીતે કર્યું તે આપણે બરાબર જાણીએ છીએ. દાસ, નહેરુ, એ

લડત ચલાવતાં ચલાવતાં દિવંગત થયા. ગાંધીજી અને માલવીયાજી પોતપોતાની ઢબે સ્વરાજ્યની સેવામાં ખપી રહ્યા છે. આપણા અબ્બાસ સાહેબ પણ એ જ સમિતિના એક સભ્ય. વડોદરા રાજ્યના એક મહાન ન્યાયાધીશ તરીકે એમને સમિતિમાં લીધા હશે. ન્યાયાધીશની તટસ્થતાથી એમણે અમૃતસરનો કેસ તપાસ્યો હશે. સરકારના ન્યાયાધીશ ચુકાદો આપી શાંત બેસી શકે છે. કેમકે ન્યાયાધીશે આપેલો ચુકાદો અમલમાં મૂકવાની જવાબદારી અને તૈયારી સરકારની હોય છે. પ્રજાના ન્યાયાધીશ પોતાનો ચુકાદો પ્રજા આગળ જ રજૂ કરી શકે. અને એ ચુકાદો અમલમાં મૂકવાની છેલ્લી જવાબદારી પ્રજાની જ હોય છે. આદર્શ પ્રજાજન તરીકે એ જવાબદારી પોતાની પણ છે એમ અબ્બાસ સાહેબે ઓળખી લીધું અને તે દિવસથી પોતાના અમીરી જીવનને તિલાંજલિ આપી તેમણે ફકીરનો ભેખ લીધો, ગુજરાતના ખૂણેખૂણે તેઓ ફર્યા, ગમે તે ઘરનો રોટલો ખાધો અને લોકજાગૃતિનું કામ ચાલુ રાખ્યું. આમ કરતાં કરતાં દેશ જાગ્યો, સરકારને ખાતરી થઈ કે ગાંધીજીને છૂટા રાખવા એ પોતાને માટે સલામતીભર્યું નથી. સરકારે તેમને જેલમાં પૂરી દીધા.

એ સ્થિતિમાં અબ્બાસ સાહેબ તેમને મળવા આવ્યા. બન્નેના મોઢા ઉપર કર્તવ્યપાલનમાં દિલ કે બદન ન ચોર્યાનું સમાધાન હતું. બે લડવૈયાઓ એકબીજાની કદર કરે, એકબીજાને શૂર ચઢાવે, એકબીજાની સાક્ષીમાં વધુ ને વધુ પ્રયત્ન કરતા રહેવાનો સંકલ્પ કરે ત્યારે તેઓ ચારણોની કે સાહિત્યકારોની ભાષા નથી બોલતા. ગાંધીજી બોલ્યા, 'ખુ ર્ ર્ ર્'. અબ્બાસ સાહેબે જવાબ વાળ્યો, 'ખુ ર્ ર્ ર્'. બન્ને હસ્યા. થોડીક મામૂલી વાતો કરી અને જુદા પડ્યા. એ દીક્ષા, એ હૃદયની આપલે અને એ મહાન સંકલ્પ એક અર્થવિહીન શબ્દમાં વ્યક્ત થયા. એ દૃશ્ય અલૌકિક હતું.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# મીર અને ફકીર

ત્રણ વર્ષ સુધી મુંબઈમાં રહીને અને પછી લગભગ પાંચ વર્ષ યૂરોપમાં રહીને મારો વૈદ્યકીય અભ્યાસ પૂરો કરીને હું સ્વદેશમાં આવ્યો ત્યારે વડોદરામાં એકલો અટૂલો જેવો હતો. કુટુંબમાં શ્રી. મનુભાઇ હતા પણ મિત્રો કહી શકું એવું કોઈજ નહોતું. નવા વિચારોને ઝીલી શકે અને મને પ્રોત્સાહન આપે એવા બે અમલદારો હતા, જે મારા પિતાના મિત્ર હતા. સરસૂબા સમર્થ અને સૂબા ખાશેરાવ જાધવ. સમર્થ સાહેબ ઘણા અનુભવી. તેમણે ઘણું વાંચેલું, ઘણા દેશોમાં ફરીને લોકોન્નતિનો અભ્યાસ કરેલો. ખાશેરાવજી માત્ર આદર્શ જગતમાં જીવનારા નહિ પણ તે જગતને અપૂર્વ ઉત્સાહથી આ દુનિયામાં ઉતારવાનો પ્રયાસ કરનારા હતા. એક અજાણ્યા જુવાન અમલદાર તરીકે હું વડોદરે ગયો અને આ બન્ને મિત્રોની મદદથી એક મંડળ સ્થાપ્યું તેનો મંત્રી થયો, એટલે બધા મોટા અમલદારો સાથે સંબંધ બંધાયો. શ્રી. અબ્બાસ તૈયબજીએ અમારા જીવનમાં રસ પૂર્યો. એમને ત્યાં મેં દોસ્તી અને પ્રેમભાવ અનુભવ્યાં. અમારો સંબંધ એટલો બધો ગાઢો થયો કે જ્યારે શ્રી. શારદાબહેન અમદાવાદ જતાં ત્યારે હું દવાખાનાનું કામ પૂરું કરીને તૈયબજી કુટુંબ સાથે રહેતો. હિંદુ મુસ્લિમનો ભેદ અમે અનુભવ્યો નથી. અબ્બાસ સાહેબનો મોટો પુત્ર શમ્સુદ્દીન મારી સાથે ભણતો. એમની મોટી પુત્રી શરીફાબહેન અને શારદાબહેન એ જાણે સગી બહેનો હોય એટલો પ્રેમભાવ રાખતાં. છેવટે ભાઈ શમ્સની છોકરી હમીદા સ્ત્રી સ્વરાજ સંઘની છાવણીમાં અમારી દેખરેખ નીચે કામ કરવા આવી. અબ્બાસ સાહેબની બીજી પુત્રી બહેન રૈહાના સાથે પણ વારંવાર મુસાફરીમાં તેમજ સભાઓમાં મળવાનું થયું. વડોદરાના અમલદારી સામાજિક જીવનમાં શારદાબહેન, શરીફાબહેન અને શ્રી. રમેશચંદ્ર દત્તની ત્રણ પૌત્રીઓ (દોહિત્રીઓ)એ અજબ રસ અને ચેતન

રેડયાં હતાં. અઠવાડિયામાં ત્રણ ચાર દિવસ રમતો રમીને સંગીત તથા ગરબાની પાર્ટીઓ થતી. મને યૂરોપીઅન ઢબની રહેણી કરણી, રીતભાત અને રિવાજો પસંદ હતાં. અબ્બાસ સાહેબ મારાથી ચડી જાય એવા હતા. પણ મને લાગે છે કે રીતરિવાજોનો હું ઓછો ગુલામ હતો, જો કે હું હમેશાં, ઑફિસમાં તેમજ રાજમહેલમાં, અંગ્રેજી ઢબનાં કપડાં પહેરતો, અબ્બાસ સાહેબ કીમતી રેશમનાં લાંબા કોમી કપડા પહેરતા. મિસિસ તૈયબજી એટલે ઉચ્ચ ખાનદાની, અને આજે આપણે તેમને સાદાં ખાદીના કપડામાં જોઇએ છીએ પણ તે યુગમાં તો રંગરંગીત, ખૂબ કીમતી કપડાં અને ઝવેરાતનો તેમને શોખ હતો. એ ન્યાયમૂર્તિ બદ્રુદ્દીન તૈયબજીના વડાં પુત્રી. અબ્બાસ સાહેબ એ ન્યાયમૂર્તિના ભત્રીજા થાય. એમણે ચારેક ચીજનો વારસો કાકા પાસેથી મેળવ્યો. (૧) લાંબું જીવન, (૨) આનંદી સ્વભાવ, (૩) ન્યાયખાતાની નોકરી અને (૪) રાષ્ટ્રીય મહાસભા તરફ વલણ. રાષ્ટ્રીય મહાસભાની છેક શરૂઆતથી કે તરતજ એમના કાકાએ તેમાં આગેવાની લીધેલી. લોકો કહે છે કે જલિયાંવાલાબાગ પછીથી અબ્બાસ સાહેબ મહાસભા તરફ વળ્યા એ વાત ખરી છે, પણ એમનામાં પૂર્વ સંસ્કારો તો હતા. હિંદુ મુસ્લિમનો પ્રશ્ન અલિગઢના સર સૈયદ અહમદના વખતમાં થયો, પણ ન્યાયમૂર્તિ બદ્રુદ્દીન સરકારની જાળમાં કદી ફસાયા નહિ. અમારા વડોદરાના મહારાજાએ વિચાર કર્યો કે પડદાના દુષ્ટ રિવાજને તોડવો, અને તેટલા માટે સ્ત્રીપુરુષોનું મેજપર સહભોજન રાખ્યું. તે વખતે મહારાજા અને મહારાણીએ ગણપતરાવ ગાયકવાડ, તૈયબજી અને અમારાં કુટુંબોને બોલાવેલાં. ઇન્દોર મહારાજાની બે પુત્રીઓ પણ હતી એવું સ્મરણ છે. આજે ૨૭–૨૮ વર્ષ પછી પડદો લગભગ ઉખડી જવા આવ્યો છે તે છતાં અમારા સુધારક મહારાજાના કુટુંબમાં હજી પડદો પાળનારાં છે. મિસિસ તૈયબજી સખત પડદો પાળતાં. અમારો થોડા મિત્રોનો અપવાદ કરતાં.

અબ્બાસ સાહેબ નોકરીમાંથી નિવૃત્ત થયા તે વખતે તેમના

ઘૂંટણમાં દુઃખ થતું અને વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો જણાતાં હતાં. પણ એમણે ખેડા જીલ્લામાં ગામડે ગામડે મુસાફરી કરી ત્યાર પછી મેં જોયું કે દરવર્ષે વધારે જુવાન અને નિરોગી બનતા હતા. પહેલાં એમને શિકારનો શોખ હતો, આજે નિર્દોષ મશ્કરીનો શોખ છે. ખરા મુસ્લિમ તરીકે એમને શરાબ પ્રત્યે ઘણો તીવ્ર વિરોધ છે. એમનું હૃદય પ્રેમાળ છે અને દુઃખ જોઇને રડી ઊઠે છે. એક પ્રસંગ સાંભરી આવે છે. એક દિવસે પોતે ગાડી જોરથી દોડાવતાં મારે બંગલે આવ્યા અને કહે કે ડૉક્ટર ચાલો, સ્ટેશનની પાસે એક મુસાફર બાઇને અચાનક છોકરું જન્મ્યું છે, દવાખાનામાં જવાની ના પાડે છે. મેં સરકારી નોકરી છોડી છે પણ હજી અમલદારી છોડી શક્યો નથી. એ બાઇના મિત્રોને અમે બન્નેએ ખૂબ સમજાવ્યા, પણ એ લોકો કહે કે દવાખાનામાં ઝેર આપીને મારી નાખે. મેં અબ્બાસ સાહેબને એમ્બ્યુલન્સ ગાડી લેવા મોકલ્યા અને હું ખેંચી લાવ્યો પોલીસ અમલદારને. અમે બન્ને ઉભા રહ્યા દૂર અને પોલીસ અમલદાર અમારા સમજાવ્યા પ્રમાણે બાઇને ઉપાડી ગયા. જ્યારે બાઇને ધોઈ સાફ કરીને પલંગપર દૂધ જેવી સફેદ ચાદર પર સુવાડેલી જોઇ ત્યારે તેનાં અધીરા સગાં વહાલાંને સંતોષ થયો. અમે બન્નેએ પૂછ્યું કે કેમ ઝેર આપ્યું? ત્યારે બધાં અમારે પગે પડયાં. અબ્બાસ સાહેબને સંતોષ થાય તેમાં શી નવાઈ? અને તે છતાં આજે આપણે સેંકડો હજારો પ્રસંગો જોઈએ છીએ કે જ્યારે જડ હૃદયના માણસો, ભણેલા તેમજ અભણ, વૃદ્ધ તેમજ જુવાન, શહેરી તથા ગામડિયા પીડાતા માણસોને મદદ કર્યા વિના પોતપોતાને રસ્તે ચાલ્યા જાય છે. શ્રી પ્રાણલાલ મુનશીને મિયાંગામ સ્ટેશનપર ગયે વર્ષે જ એવો એક અનુભવ થયો હતો.

અબ્બાસ સાહેબની રાજકીય પ્રકૃતિ વિષે બીજા લેખો લખાશે. મને સાંભરે છે એક રમતિયાળ અને ગમતિયાળ વ્યક્તિ, જે આજે પણ એવી જ છે. જ્યાં હોય ત્યાં આનંદમાં, મીર હતા અને ફકીર

પણ થયા, મહેલમાં મહાલ્યા અને જેલમાં પણ મહાલ્યા. એક સભામાં લોકોને મેં ભાષણમાં કહ્યું કે તમે જુવાન જબરા માણસો પ્રજાસેવાનું કામ ઉપાડી લેતા નથી, અને અમે બે ડોસાઓ ગામડે ગામડે રખડીએ છીએ તે તમને શરમ નથી આવતી? અબ્બાસ સાહેબ બોલી ઉઠયા કે 'અલ્યા, ડોસા કોને કહે છે?' મારે કહેવું પડયું કે એક ડોસો, બે નહિ. તેનો પુરાવો પાછો થોડા દીવસપર જ મળ્યો. અમે બન્ને નર્મદા નદીના તટ પર આવેલા માલસરના એક મંદિરની નાની ઓરડીમાં સુતા હતા. એક મિયાં અને બીજા મહાદેવ. ઊઠીને દાંત ઘસવા બેઠા. મેં મારાં બન્ને ચોકઠાં કાઢીને ધોવા માંડયાં પણ એમણે તો મ્હોંમાં બ્રશ ઘાલીને ઘસવા માંડયું. મેં પૂછ્યું કે આમ શા માટે કરો છો? ત્યારે એમણે કહ્યું કે મારા દાંત શી રીતે કઢાય, એ તો કુદરતી છે. અંગ્રેજી પ્રજાના એક માનીતા ભાટ કિપ્લિંગે કહ્યું છે કે, પૌરવાત્ય અને પાશ્ચાત્ય પ્રજાનો કદી મેળ ખાવાનો નથી; તેવીજ રીતે થોડા મૂર્ખ હિંદીઓ માને છે કે મિયાં અને મહાદેવનો કદી સહકાર થવાનો નથી. અબ્બાસમિયાં જેવી વ્યક્તિ આ જુદાણાંને ખોટું પાડે છે.

આપણા દેશમાં અને આખા જગતમાં બે જ વર્ગ છે, દુઃખ ખમનારા અને દુઃખ દેનારા. દુખ ખમનારાઓમાં એવા ગુલામો હોય છે ખરા કે જે અંગ્રેજી કહેણી પ્રમાણે સત્તાવાળાઓના હાથ ચાટે છે અને દબાયલાને છૂંદે છે (who lick up and kick down). તે છતાં વર્ગો તો બેજ છે અને આખા જગતની પ્રજા આ અન્યાય અને અસત્યને જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરી રહી છે. આપણી રાજકીય લડતનું સ્વરૂપ બદલાતું જાય છે, એ નવી લડતમાં પણ અબ્બાસ સાહેબનો સુંદર ફાળો હોય એવી આશા આપણે રાખીએ છીએ.

લોકસેવા આશ્રમ
શેરથા

સુમન્ત મહેતા

# નાલયે ગમ

લકબ થા એક દિન, હિંદૂસિતાં, જન્નતનિશાં તેરા,
જમીં થી દામને ગુલ, આઈનહ થા આસમાં તેરા. ૧
ગુબારાલૂદ મત્લઃ આજકલ તેરા હૈ કયું આખિર ?
યે મજલૂમોં કી આહેં હૈં કિ છાયા હૈ ધુવાં તેરા ! ૨
હૈં સેહરા યે જહાં મેં ભેડ બકરી કી તરહ અબ હમ,
મઆજલ્લાહ ! લાયા રંગ યે અમ્નોઅમાં તેરા ! ૩
કફ્ન કે વાસતે ભી હો ગયે મોહતાજ ગૈરોં કે—
હુવા બેદસ્તોપા ઇસ તરહ સે પીરો જવાં તેરા. ૪
અસીરી મેં રિહાઈ કે મજે, સબ ભૂલ બૈઠે હૈં,
કફ્સ સે છૂટ કે ઉડતા કબ હૈ મુર્ગે નાતવાં તેરા.

અર્થ—એક દિવસ, હિંદુસ્તાન, તું સ્વર્ગ કહેવાતો. તારી ધરતી પુષ્પોથી સુશોભિત ને તારું આકાશ દર્પણ જેવું નિર્મળ હતું. ૧

આજે તારું ક્ષિતિજ ધુમ્રથી છવાયેલું કેમ દેખાય છે ?—એ દુઃખતોના નિશ્વાસો છે કે જે ધુમાડારૂપ બનીને તેને ઢાંકી દે છે ? ૨

આ જગતના જંગલમાં આપણે આજે ગાડરિયાં સમાન ફરીએ છીએ—અહો ! જો તો, "શાંતિ" અને "શાસન"થી કેવો રંગ જામ્યો ! ૩

કફ્ન માટે પણ આપણે પરાવલંબી થઇ ગયા છીએ. આ રીતે તારા વૃદ્ધ અને યુવાન અપંગ બની ગયા.

ગુલામીમાં આઝાદીનો સ્વાદ બધા ભૂલી બેઠા છે—આ પિંજરા- ૪
માંથી તારો નિર્બળ પંખી ક્યારે ઉડશે ?

## અમદાવાદ મહાસભામાં ગવાયલાં રાષ્ટ્રગીતો

# નાલયે ગમ

લકબ થા એક દિન, હિંદૂસિતાં, જન્નતનિશાં તેરા,
જમીં થી દામને ગુલ, આઇનહ થા આસમાં તેરા. ૧
ગુબારાલૂદ મત્લઃ આજકલ તેરા હૈ ક્યું આખિર ?
યે મજલૂમોં કી આહેં હૈં કિ છાયા હૈ ધુવાં તેરા ! ૨
હૈં સેહરા યે જહાં મેં ભેડ બકરી કી તરહ અબ હમ,
મઆજલ્લાહ ! લાયા રંગ યે અમ્નોઅમાં તેરા ! ૩
કફ્ન કે વાસતે ભી હો ગયે મોહતાજ ગૈરોં કે—
હુવા એદસ્તોપા ઇસિ તરહ સે પીરો જવાં તેરા. ૪
અસીરી મેં રિહાઈ કે મજે, સબ ભૂલ બૈઠે હૈં,
કફસ સે છૂટ કે ઉડતા કબ હૈ મુર્ગે નાતવાં તેરા.

અર્થ—એક દિવસ, હિંદુસ્તાન, તું સ્વર્ગ કહેવાતો. તારી ધરતી પુષ્પોથી સુશોભિત ને તારું આકાશ દર્પણ જેવું નિર્મળ હતું. ૧

આજે તારું ક્ષિતિજ ધુમ્રથી છવાયેલું કેમ દેખાય છે ?—એ દુઃખતોના નિશ્વાસો છે કે જે ધુમાડારૂપ બનીને તેને ઢાંકી દે છે ? ૨

આ જગતના જંગલમાં આપણે આજે ગાડરિયાં સમાન ફરીએ છીએ—અહો ! જો તો, “શાંતિ” અને “શાસન”થી કેવો રંગ જામ્યો ! ૩

કફ્ન માટે પણ આપણે પરાવલંબી થઇ ગયા છીએ. આ રીતે તારા વૃદ્ધ અને યુવાન અપંગ બની ગયા.

ગુલામીમાં આઝાદીનો સ્વાદ બધા ભૂલી બેઠા છે—આ પિંજરા- ૪
માંથી તારો નિર્બળ પંખી ક્યારે ઉડશે ?